# ચરિતાવળી.

પ્રગટકર્તા

કૃપાશંકર દોલતરામ ત્રવાડી.



કિંમત ત્રણ આના.

# चरितावळी.

( મહા મહા દુઃખ વેઠીને વિદ્યા ભણેલા વીસ
માણસોનાં ચરિત્રોનો સારાંશ. )

श्री ईश्वरचंद्र विद्यासागरे
બંગાળીમાં રચેલી;
તેનું ગુજરાતી ભાષાન્તર કર્ત્તા,
કૃપાશંકર દોલતરામ ત્રવાડી.

અમદાવાદ.
એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ.



વિક્રમ સંવત ૧૯૪૫.—ઈ. સને ૧૮૮૯.
કિંમત ચાર આના.

## અર્પણ પત્ર.

**રાવ બહાદુર ગોપાળજી સૂરભાઇ દેશાઇ.**

( કાઠિઆવાડના આસિસ્ટંટ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, મુંબાઈ યુનિવર્સિટિના ફેલો, ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના લાઈફ મેમ્બર, વગેરે. )

**સાહેબ,**

ગૂજરાતમાં વિદ્યાની વૃદ્ધિ કરવાને, ગૂજરાતી ભાષાની ઉન્નતિ કરવાને અને વિદ્યાના મહાન ગુણોથી અજાણ્યા ઉમ્મર લાયક માણસોને પણ વિદ્યારસનો સ્વાદ ચખાડવાને માટે, આપ ઘણાં વર્ષથી તન, મન અને ધનવડે પુષ્કળ પ્રયત્ન કરોછો; તેથી, આ **"ચરિતાવળી"** માં જેમનાં વૃત્તાન્તનું વર્ણન છે, તેવા વિદ્યાનુરાગી પુરૂષોનાં નામની સાથે આપનું સુપ્રસિદ્ધ નામ જોડી રાખવાની ઉત્કંઠા થયાથી, આ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઊંછું.

અમદાવાદ.
વૈશાખ શુદ ૧,
સંવત્ ૧૯૪૫.

વિ. આપનો અતિ આભારી સેવક,

**કૃપાશંકર દોલતરામ ત્રવાડી.**



# વિજ્ઞાપન.

જે વૃત્તાન્ત વાંચવા સાંભળવાથી બાળકોને ભણવાનો ઉમંગ થાય, તેવાં વૃત્તાન્તોનો સંગ્રહ આ પુસ્તકમાં કરેલો છે. સવિસ્તર વૃત્તાન્તમાં વચ્ચે વચ્ચે પ્રસંગોપાત ઘણી આડ કથાઓ આવે તે બધી સમજવા અને યાદ રાખવાનું બાળકોને સુગમ ના પડે, એટલુંજ નહિ, પણ વખતે એવા આડ કથાઓથી સંકળાયલા વૃત્તાન્તમાંથી સાર ગ્રહણ કરવાનું પણ તેમને ભારે થઈ પડે. તેટલા માટે, જે મુખ્ય મુખ્ય બાબતો બાળક વિદ્યાર્થીઓને જાણવા જોગ છે, તેટલીજ આ વૃત્તાન્તોમાં દાખલ કરેલી છે. વળી ભાષા પણ જેમ બને તેમ સરલ રાખવાનો પ્રયત્ન કર્યો છે, કે જેથી કરીને તમામ બાળકો તે વાંચીને સમજી શકે. ભારે અને અરૂઢ સંસ્કૃત અથવા બીજી ભાષાઓના શબ્દો વાપરી પંડિતાઈનું ડોળ દેખાડવામાં પુસ્તકનું ઉપયોગીપણું કમી થાયછે એમ હું માનુંછું.

બંગાળી ભાષામાં આ પુસ્તક એટલું બધું લોકપ્રિય થયેલું છે કે તેની છત્રીસ આવૃત્તિઓ થઈ ગઈ છે.

પરોપકારી સાધુ પુરૂષ શ્રી નારાયણ હેમચંદ્રની કૃપાથી મારો આ ભાષાન્તર કરવાનો પ્રયત્ન સફળ થયો છે તેને માટે હું એમનો અત્યંત આભારી છું.

અમદાવાદ તા૦ ૧–૫–૮૯.<br>
વૈશાખ શુદ ૧, સંવત્ ૧૯૪૫. } કૃપાશંકર.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# ચરિતાવળી.

## ડુબાલ.

ફ્રાન્સ દેશમાં આવેલા આર્ટેની ગામમાં ડુબાલ જન્મ્યો હતો. તેનો બાપ ઘણો ગરીબ હતો અને સાધારણ ખેતીવાડી કરીને પોતાનો સંસાર ચલાવતો હતો. ડુબાલ દશ વરસનો થયો તે વખતે તેનાં માબાપ મરણ પામ્યાં, તેથી તે કેવળ નિરાધાર અને દુખી થયો. પછી તે એક ખેડૂતને ત્યાં ઢોર ચારવાનું કામ કરવા રહ્યો; પરંતુ થોડાક દિવસની અંદરજ સેહેજ વાંકને લીધે તે ખેડૂતે તેને કાહાડી મૂક્યો.

પછી ડુબાલ ઘણો લાચાર થયાથી ઘરબાર છોડીને લોરેન શેહેર જવા નીકળ્યો. રસ્તામાં તેને બળીઆ નીકળ્યા તેથી તે ઘણોજ માંદો પડયો. પરંતુ તેના સારા નસીબે એક ખેડૂતે તેને પોતાને ઘેર લેઈ જઈને ઓશડવેસડ કરી તથા ખાવાપીવાની બરદાસ રાખીને તેનો જીવ બચાવ્યો. જો એ ખેડૂત દયા લાવીને તેને (ડુબાલને) પોતાને ઘેર લેઈ ગયો ના હોત તો એ મંદવાડથી તે મરી ગયો હોત.

થોડા દિવસ પછી તે એક ભરવાડને ત્યાં બકરાં ચારવા રહ્યો. તે વખતે એક દિવસે કોઈ છોકરાના હાથમાં એક પુસ્તક તેણે જોયું. તે પુસ્તકમાં જૂદી જૂદી જાતનાં પશુ પક્ષીઓ-

નાં ચિત્ર હતાં. અત્યાર સુધી ડુબાલ લખતાં વાંચતાં શીખ્યો નહોતો, તેથી એ પુસ્તક તે વાંચી શક્યો નહિ; તોપણ તે એટલું તો સમજી શક્યો કે, એ પુસ્તકમાં જે જે પશુ પક્ષીઓનાં ચિત્ર છે તેમની હકીકત એમાં લખી હશે.

પરંતુ એટલું સમજવાથી તેને સંતોષ થયો નહિ. એ પશુ પક્ષીઓની હકીકત કેવી રીતે લખી છે તે જાણવાને તેને બહુજ આતુરતા થઈ. જે છોકરાના હાથમાં એ પુસ્તક હતું તે છોકરાને તેણે કહ્યું કે, ભાઈ! આ પુસ્તકમાં ચિતરેલાં પશુ પક્ષીઓની હકીકત કેવી રીતે લખી છે તે મને વાંચી સંભળાવ. પરંતુ તેણે તેમ કર્યું નહિ. ડુબાલે ઘણી વાર તેને આજીજી કરી, પરંતુ તે નઠારા છોકરે તેનું કહેલું જરાએ માન્યું નહિ.

આથી ડુબાલને બહુ ખોટું લાગ્યું અને તેણે પોતાના મન સાથે પ્રતિજ્ઞા કરી કે, ગમે તેમ થાય, પણ લખતાં વાંચતાં તો શીખવું. આ પ્રમાણે તેણે પ્રતિજ્ઞા કરી ખરી, પણ શીખવાની કંઈ પણ સોઈ માલમ પડી નહિ. તેની ઉમ્મરના જે જે છોકરાને લખતાં વાંચતાં આવડતું હતું તેમની પાસે જઈને તેણે ઘણા કાલાવાલા કર્યા પણ કોઈએ તેને શીખવવાને હા પાડી નહિ. એ રીતે શીખવાનો કોઈ પણ જોગ જણાયો નહિ ત્યારે છેવટે તેણે નક્કી કર્યું કે, ચાકરીના જે પૈસા મળે તેમાંથી કંઈ પણ ખરચ કરવું નહિ, પણ, જે છોકરા ભણેલા છે તેમને એ પૈસા આપીને તેમની પાસે લખતાં વાંચતાં શીખવું.

આ નિશ્ચય પ્રમાણે તેણે શીખવાનું શરૂ કર્યું ખરું,

પણ કોઈ કોઈ નઠારા છોકરા ગરબડ કરીને તરેહવાર અડચણો કરવા લાગ્યા. તેથી હમેશાં તે એમ અફસોસ કરતો કે જ્યાં કશી પણ ગરબડ ના નડે એવું ઠેકાણું ક્યાંથી મળે? જ્યાંસુધી એવું ઠેકાણું ના મળે ત્યાંસુધી શીખવાનું ઠીક પડશે નહિ.

પછી એક દિવસ ફરતાં ફરતાં એક મઠ ( આશ્રમ —સાધુઓને રહેવાની જગ્યા) તેના જોવામાં આવ્યો. એ મઠમાં **પાલિમન** નામે એક સાધુ રહેતો હતો. ડુબાલે જોયું કે આ મઠ ખરેખરી એકાંત જગ્યામાં છે ને અહિં કશી પણ ગરબડ નથી. તેથી તેણે વિચાર કર્યો કે, જો સાધુ મહારાજ મેહેરબાની કરીને મને આ મઠમાં રહેવા દે, તો, હું અહિં રહીને સારી રીતે લખતાં વાંચતાં શીખું. પછી સાધુ પાસે જઈને તેણે પોતાના વિચાર વિનંતિ રૂપે તેને જણાવ્યા, અને સાધુએ પણ તેની માગણી કબૂલ રાખી. આ વખતે મઠમાં એક નોકરની જરૂર હતી, તેથી **પાલીમને** તેને તે નોકરીમાં રાખ્યો. આથી ડુબાલ ઘણોજ ખુશી થયો અને ઉમંગભેર મઠનું કામકાજ કરવા માંડ્યુ તથા ભણવાનું પણ ચાલતું કર્યું.

કેટલાક દિવસ પછી **પાલિમનના** મઠના કારભારીઓએ એક બીજા માણસને તેના મઠ ખાતે નીમીને મોકલ્યો, તેથી ડુબાલની નોકરી ગઇ, અને મઠમાં રહીને સુખે ભણવાની જે સોઈ હતી તે પણ ગઈ. ડુબાલ આથી ઘણો દુખી થયો. **પાલિમન** ઘણો દયાળુ હતો તેને ડુબા-

લનું દુઃખ જોઈને માઠું લાગવાથી, એક ભલામણપત્ર લખી આપીને તેને એક બીજા મઠમાં મોકલ્યો. એ મઠમાં કેટલાક સાધુ રહેતા હતા અને તેમની પાસે કેટલીક ગાયો હતી, તેથી પાલિસનની ભલામણ ઉપરથી તેમણે ડુબાલને એ ગાયોના ગોવાળની નોકરીએ રાખ્યો.

આ મઠના સાધુઓ કાંઈ ઘણા ભણેલા નહોતા, પણ તેમની પાસે કેટલાંક પુસ્તકો હતાં. ડુબાલે વિનંતિ કરવાથી એ પુસ્તકો વાંચવાની તેને રજા મળી. ડુબાલ એથી ઘણો ખુશી થયો, અને તેમાંથી જે મરજીમાં આવે તે પુસ્તક લેઇને વાંચવા લાગ્યો. પરંતુ હજુસુધી તે બરાબર શીખ્યો નહોતો તેથી પુસ્તકોમાંની બધી હકીકત બરાબર સમજી શકતો નહોતો. વાંચતાં વાંચતાં જે જે તેને સમજાતું નહિ ત્યાં નિશાની કરી રાખતો અને જે કોઇ માણસ મઠમાં આવે તેની પાસેથી તે સમજી લેતો.

મઠની નોકરી કરવાથી ડુબાલને જે જુજ પગાર મળતો હતો, તેમાંથી ખાવા પીવ ાં દુઃખ વેઠીને પણ, ઘણો ભાગ બચાવતો, અને એ બચેલા પૈસાનાં પસંદ પડતાં જરૂરનાં પુસ્તકો ખરીદ કરતો હતો. હવે તે પહેલાં કરતાં વધારે શીખી શક્યો હતો તેથી વધારે પુસ્તકો વાંચવાની ઈચ્છા પણ પ્રબળ થઈ હતી. પરંતુ તેની પેદાશ એટલી થોડી હતી કે તેમાંથી ઘણાં પુસ્તકો લેઈ શકાય તેમ નહોતું. તેથી પેદાશ વધારવા માટે તેણે વગડામાં જાળ પા-

થઈને પશુ પક્ષીઓ પકડવાનું કામ શરૂ કર્યું. એ પ્રમાણે કરવાથી જે જનાવર પકડાતાં તે અથવા તેમનાં ચામડાં બજારમાં લેઈ જઈને વેચતો અને તેના જે પૈસા ઉપજતા તે એકઠા કરીને તેમાંથી પસંદ પડતાં પુસ્તકો લેતો.

જંગલી જનાવરો પકડવા જતાં ડુબાલ ઘણીવાર ભારે સંકટમાં આવી પડતો, પરંતુ તેથી તે નાહિંમત થતો નહોતો. એક દિવસ તે જંગલમાં ભમતો હતો તેવામાં એક ઝાડના ડાળા ઉપર એક રાની બિલાડી તેણે દીઠી. એ બિલાડીના શરીર ઉપરની રૂવાંટી ઘણી સુંદર જોઇને તેણે ધાર્યું કે, આનું ચામડું વેચવાથી કંઈક વધારે પૈસા ઉપજશે માટે તેને પકડવી જોઇએ. એમ વિચાર કરીને તે ઝાડ ઉપર ચડ્યો અને તે બિલાડીને પકડવાની યુક્તિ કરવા લાગ્યો. બિલાડી પણ ડુબાલની મતલબ સમજી ગઈ તેથી એક ડાળેથી બીજે ડાળે કૂદાકૂદ કરવા લાગી; પણ જ્યારે તે ઘણી ગભરાઈ ત્યારે છેવટે ઝાડપરથી નીચે કૂદી પડી. ડુબાલ પણ તેની સાથે નીચે કૂદી પડ્યો. બિલાડી દોડવા લાગી તેની પૂંઠે તે પણ દોડવા લાગ્યો. દોડતાં દોડતાં બિલાડી એક જાળામાં ભરાઈ ગઈ. ડુબાલે તે જાળા ઉપર ખૂબ ઝપાટા લગાવ્યા. તેથી અકળાઇને બિલાડી બહાર નિકળી અને ધબ દેઇને ડુબાલના હાથ ઉપર પડી તેને આખા શરીરે વલુરી નાંખ્યો અને નખ વતે કેટલેક ઠેકાણેથી ચામડી પણ ઉખેડી નાંખી. તથાપિ ડુબાલે તેને છોડી નહિ ને આખરે તેના પગ પકડીને એક ઝાડ સાથે પછાડી પછાડીને

મારી નાંખી.* પછી, 'આ બિલાડીનું ચામડું વેચીને જોઇતાં પુસ્તકો લાવીશ' એવો વિચાર કરતો કરતો તે મુકામે ગયો, અને નખ વાગવાથી ચામડી ઊઝરડાઈને જે ઘા પડ્યા હતા તેની પીડાને જરાએ ગણકારી નહિ.

એક દિવસ ડુબાલ જંગલમાં ફરતો હતો તેવામાં તેને સોનાની એક મોહોર જડી. એ મોહોર ઘણી કિમતી હતી અને ડુબાલે ધાર્યું હોત તો તે પોતાની પાસે રાખી શકત. તે ઘણો દુખી હતો ખરો, પરંતુ લોભને લીધે અધર્મ અથવા અન્યાયનું કામ કરે તેવો નહોતો. પારકું ધન પોતાનું કરી રાખવું એ સારૂં કામ નથી એમ જાણીને, તે મોહોર પોતે પચાવી પડવાનો જરાએ ખ્યાલ તેણે કર્યો નહોતો. જેવી તે મોહોર તેને જડી તેવોજ તે મઠમાં ગયો અને જાહેર કર્યું કે, મને આ સોનાની એક મોહોર જડી છે, માટે જેની ખોવાઈ હોય તેણે મારી પાસે આવીને લઈ જવી. જે માણસે એ મોહોર ખોઈ હતી ને કેટલાક દિવસ પછી ત્યાં આવ્યો અને ડુબાલે તેની મોહોર તેને આપી દીધી.

તે માણસ મોહોર લેઈને સંતોષ પામ્યો. તેણે ડુબાલની હકીકત પૂછી તે ઉપરથી તેની સ્થિતિ, ભણવા શીખવાનો તેનો યત્ન, તથા તે કેટલું શીખ્યો છે એ બધું જાણીને તે ઘણો ખુશી થયો અને તેનાં ઘણાં ઘણાં વખાણ કરીને જતી

* યુરોપિયન લોકો જનાવરોનો શિકાર કરવામાં કંઈ પણ પાપ ગણતા નથી.

વખતે કહ્યું કે, હું અમુક ઠેકાણે રહું છું, માટે તમે ત્યાં આવો ત્યારે મને મળતા રહેજો. પછી ડુબાલ જ્યારે જ્યારે તેને મળવા જતો ત્યારે ત્યારે તે તેને એક એક રૂપીઓ આપતો. ડુબાલ એ રૂપિઆ બીજા કોઈ પણ કામમાં નહિ વાપરતાં તેનાં પુસ્તક ખરીદ કરતો. વળી પેલો માણસ પણ કોઈ કોઈવાર પુસ્તક આપતો. આવો જોગ બનવાથી તેની પાસે ઘણાં પુસ્તકો એકઠાં થયાં અને ઘણાં પુસ્તકો તેણે વાંચ્યાં.

તે જ્યારે ગાયો ચારવા જતો ત્યારે પણ વાંચવાનું છોડતો નહિ. ગાયોને જંગલમાં ચરતી મૂકીને તે બેઠો બેઠો વાંચતો, અને વાંચતી વખતે પુસ્તકો અને ભૂગોળના નકશા ચારે તરફ ખુલ્લા કરી રાખતો. વાંચવામાં તે એવો મશગુલ થઈ જતો કે તે વખતે કોઈ તેની પાસે આવી ઊભું રહે, અથવા પાસે થઈને ચાલ્યું જાય તોપણ તેને ખબર પડે નહિ.

એક દિવસે એ પ્રદેશના રાજકુંવરો શિકાર કરવા નિકળ્યા હતા તે ચાલતા ચાલતા ડુબાલ જ્યાં ગાયો ચારતો હતો ત્યાં આવી પહોંચ્યા. તેમના જોવામાં આવ્યું કે એક ગરીબ ગોવાળ ગાયો ચરતી મૂકીને ભૂગોળના નકશા અને પુસ્તકોની વચ્ચે બેઠો છે અને એક ચિત્તે વાંચ્યા કરે છે. આથી અચંબો પામીને રાજકુંવરો ડુબાલની પાસે ગયા અને તેની હકીકત પૂછીને તે કેટલું શીખ્યો છે તેની તપાસ કરી. ગોવાળ થઇને તે શી રીતે એટલું શીખી શક્યો તે જાણવાની તેમને ઘણી આતુરતા થઈ, તેથી ડુબાલને પૂછીને તમામ

હકીકત જાણી તેઓ જેટલા આજાયબ થયા તેટલાજ ખુશી થયા.

મોટા રાજકુંવરે પોતાની ઓળખાણ આપી ડુબાલને કહ્યું, અરે ગોવાળ! હવે તમારે ગાયો ચારવાની જરૂર નથી. અમારી સાથે ચાલો, અમે તમને સારા કામપર નીમીશું. ડુબાલે કોઈ કોઈ પુસ્તકમાં વાંચ્યું હતું કે, જે રાજકાજની નોકરી કરે તે થોડો ઘણો પણ દુરાચારી થાય. તેથી તેણે કહ્યું કે, હું આપની સાથે આવીશ નહિ, કારણ કે રાજકાજની નોકરી કરવાની મારી ઇચ્છા નથી. જ્યાંસુધી જીવીશ ત્યાંસુધી આ જંગલમાં ગાયો ચરાવીશ એજ કામ મને સારૂં લાગે-છે. મારી હાલની હાલતમાં હું સુખી છું. પરંતુ સારી પેઠે ભણવાની મારી ઘણી ઇચ્છા છે, માટે આપ જો કૃપા કરીને તેની ગોઠવણ કરી આપો તો હું આપની સાથે આવું.

ડુબાલનું કહેવું સાંભળીને રાજકુંવર પહેલાં કરતાં પણ ઘણો ખુશ થયો, અને તેને રાજધાનીમાં તેડી જઈ વિદ્યાભ્યાસ કરવાની સરસમાં સરસ ગોઠવણ કરી આપી. અત્યાર પહેલાં ડુબાલ પોતાની મેળે મેહેનત અને પ્રયત્ન કરીને ઘણું શીખ્યો હતો; અને હવે સારા સારા શિક્ષાગુરૂઓની પાસેથી રીતસર શિક્ષણ મેળવીને થોડાજ વખતમાં મોટો પંડિત બની ગયો. તેને સુશીલ અને ઘણી જાતની વિદ્યામાં કુશળ થયેલો જોઈને રાજાએ પોતાના કિતાબખાનાનો (પુસ્તકાલયનો) ઉપરી અને ઇતિહાસની પાઠશાળાનો ગુરૂ એ બે કામ ઉપર નીમ્યો. પાઠશાળામાં તે એવી સરસ રીતે શીખવવા લાગ્યો કે દેશ પરદેશમાં તેનું નામ પ્રખ્યાત થયું.

એ પ્રમાણે ડુબાલ બે ઊંચા ઓદ્ધા પામ્યો અને રાજાને

ઘણો વહાલો થઈ પડ્યો, તે સાથે ધીમેધીમે તેણે પૈસા પણ સારા ભેગા કર્યા. પરંતુ ગોવાળ હતો તે વખતે તેનો જેવો સ્વભાવ અને જેવાં ચરિત્ર હતાં તેમાં આ વખતે કંઈપણ વિકાર થયો નહોતો. રાજકાજમાં પડવાથી અને રાજાને વાહાલા થવાથી માણસમાં જે જે દોષ ઉત્પંન થાયછે, તેવો કોઈ પણ દોષ ડુબાલને વળગ્યો નહોતો. ભૂંડા હાલમાંથી સારી દશામાં આવનાર ઘણા માણસો અહંકારી થઈ જાય છે, પરંતુ તે તેવો થયો નહોતો. દુખી અવસ્થામાં તે જેવો નમ્ર અને અહંકાર વિનાનો હતો તેવોજ સુખી અવસ્થામાં પણ રહ્યો હતો. તેના આવા સદ્ગુણને લીધે સર્વ લોક તેનાં વખાણ કરતા. જ્યારે તે મરણ પામ્યો ત્યારે લોક ઘણા દિલગીર થયા હતા.

દુખી અવસ્થામાં ભણવા શીખવાનું બની શકે નહિ એવું જે માનતા હોય તેમણે આ ડુબાલનું વૃત્તાન્ત ધ્યાન દેઈને વાંચવું જરૂરનું છે. જુઓ, તે ઘણા ગરીબ માણસનો છોકરો હતો અને છેક બચપણમાં માબાપ વિનાનો થયો હતો તેથી પેટ ભરવાને માટે બકરાં અને ગાયોના ગોવાળની તથા ચાકરની નોકરી તેણે કરી. તથાપિ તે કેવો ભણી ગણીને પંડિત થયો, કેવાં માન આબરૂ મેળવ્યાં, કેટલો બધો પૈસો પેદા કર્યો, અને અંતે તેણે કેવા સુખ અને સ્વછંદમાં વખત ગાળ્યો! જો ભણવાનો શોખ તેને ઉત્પંન થયો ના હોત, તથા મેહેનત અને પ્રયત્ન કરીને તે ભણ્યો ના હોત, તો જન્મારા સુધી તેને ગોવાળની ચાકરી કરીને આવરદા પૂરો કરવો પડત તેમાં સંદેહ નહિ.

# વિલિયમ રસ્કો.

વિલિયમ રસ્કો ગરીબ માબાપનો દીકરો હતો. તેનો બાપ ખેતીવાડી કરીને પરાણે ગુજરાન ચલાવતો હતો. દીકરાનું ભલું થાય તે માટે તેને ભણાવવા જેટલી તેની શક્તિ નહોતી, તેથી નાનપણમાં રસ્કો છેક સાધારણ રીતે લખતાં વાંચતાં શીખ્યો હતો.

રસ્કોના બાપનું બટાટાનું ખેતર હતું. એકલા હાથે એ ખેતરનું કામ થઈ શક્યું નહિ તેથી તેણે રસ્કો બાર વરસનો થયો એટલે તેને નિશાળેથી ઉઠાડી લઈ ખેતરના કામમાં નાખ્યો. તે પછી કેટલાક વરસ સુધી તેણે એજ કામ કર્યું. તે બાપની સાથે ખેતરનું કામ કરતો, અને જ્યારે બટાટા પાકે ત્યારે તેના ટોપલા ભરી માથે ઊચકીને બજારમાં લેઈ જઈ વેચતો.

તે બીજા નઠારા છોકરાઓના જેવો ચળેલો નહોતો પણ સુશીલ અને ડાહ્યો હતો. ભણવાને તે એટલો બધો આતુર હતો કે ખેતરનું કામ કરતાં જ્યારે નવરાશ મળતી ત્યારે બીજા કશામાં મન નહિ ઘાલતાં લખવા વાંચવા મંડી જતો; રમતમાં કે ગપ્પો મારવામાં વખત ગાળતો નહોતો. તેના બાપની શક્તિ નહિ હોવાથી પુસ્તકો ખરીદવા દેતો નહિ તેથી જે વખતે જે પુસ્તક મળી આવે તે વખતે તે પુસ્તક વાંચતો. એ પ્રમાણે ફુરસદ મળે ત્યારે થોડું થોડું વાંચવાથી તેને ભણવાનો નાદ લાગ્યો. ભણાવનાર શિક્ષક અને જોઈતાં

પુસ્તકો તેને મળ્યાં હોત તો એટલાજ વખતમાં તે ઘણું ભણ્યો હોત એમાં સંદેહ નથી.

હમેશ મરજી મુજબ પુસ્તકો વાંચવાનાં મળે એવા ઈરાદાથી તેણે પુસ્તક વેચવાનો ધંધો કરવાની ઈચ્છા કરી. તે ઉપરથી એ ધંધામાં ભોમિયો થવા માટે તેના બાપે તેને એક પુસ્તક વેચનારની દુકાને રાખ્યો. કેટલાક દિવસ તે દુકાને રહીને અનુભવ કર્યો તે ઉપરથી એ રોજગાર તેને સારો લાગ્યો નહિ, તેટલા માટે જલદી તે ત્યાંથી ઊઠી ગયો. તે પછી વકિલાતનું કામ શીખવા માટે તેના બાપે તેને એક વકીલને ઘેર રાખ્યો.

સારા નશીબે આ વખતે હોલ્ડન નામે એક માણસની સાથે તેને ઘણી દોસ્તી થઈ. એ હોલ્ડન ઘણો સુશીલ અને બુદ્ધિમાન હતો તથા નાની ઉમ્મરમાં ઘણી ભાષાઓ અને ઘણી વિદ્યામાં પાવરધો થયો હતો. રસ્કો અને હોલ્ડન સરખી ઉમ્મરના હતા. બંને વિદ્યા ભણવાને ઘણા આતુર અને મહેનતુ હતા, તેથી ફુરસદને વખતે તેઓ ભેગા થઈને વિદ્યા શીખવાની ચર્ચા ચલાવતા.

અત્યાર સુધી રસ્કો તેની પોતાની ઈંગ્રેજી સિવાય બીજી ભાષા જાણતો નહોતો. હોલ્ડને તેને સલાહ આપીને જુદી જુદી ભાષાઓ શીખવાનો આરંભ કરાવ્યો અને પોતે તેને શીખવવા લાગ્યો. આવો સારો લાગ મળવાથી તે **ગ્રીક**, **લાટિન**, **ફ્રેંચ**, અને ઇટાલીય એ ચાર ભાષાઓ શીખ્યો.

એ પ્રમાણે ધીમે ધીમે તે ઘણી ભાષાઓ અને ઘણી વિદ્યામાં પાવરધો થયો. એકવીસ વરસની ઉમ્મરે તે વકિલાત કરવા લાગ્યો અને કેટલાક દિવસ એ ધંધો કરી થોડાક પૈસા મેળવીને પરણ્યો.

તેણે એક પછી એક એમ બે ઈતિહાસનાં પુસ્તકો રચ્યાં તેથી એકદમ તે દેશ પરદેશમાં પ્રખ્યાત થયો. એ ગ્રંથો રચવામાં તેણે બહુજ મેહેનત કરી હતી. એ બે ગ્રંથ એવા ઉત્તમ છે કે તેથી તેનું નામ અમર થયું છે. તે સિવાય બીજાં પણ કેટલાંક પુસ્તકો તેણે રચ્યાં છે.

ધીમે ધીમે તે દેશમાં એક મુખ્ય માણસ ગણાવા લાગ્યો, બધે ઠેકાણેથી તેને માન મળવા લાગ્યું, અને ભણેલા અને સમજુ બધાએ તેને એક સરખી રીતે ચહાવા લાગ્યા. ધર્મ ઉપર તેને ઘણો ભાવ હતો; કદિ પણ તે ખોટે રસ્તે ચાલતો નહિ.

જુઓ, જે બાપની ગરીબાઈને લીધે નાનપણમાં ભણવા પામ્યો નહોતો: જેણે બાર વરસની ઉમ્મરે નિશાળ છોડી હતી; જે ખેતરનું બધું કામ પોતાને હાથે કરતો હતો; અને જે માથે ટોપલા ઉપાડીને બજારમાં લેઈ જઈ બટાટા વેચતો હતો; તેજ માણસ ખરા મનના ખંતીપણાથી તથા જાતમહેનતથી ઘણી ભાષાઓ અને ઘણી વિદ્યાઓ જાણનાર પંડિત નિવડયો. વળી દેશમાં એક મુખ્ય માણસ ગણાયો, બધે ઠેકાણે માન પામ્યો અને ગ્રંથો રચીને બધે પ્રખ્યાત થઈ અમર નામ મૂકી ગયો.

# હીન.

યૂરોપખંડના સાક્સની દેશમાં શેમનિજ નામે એક શેહેર છે ત્યાં હીનનો જન્મ થયો હતો. તેનો બાપ ઘણો ગરીબ હતો અને વણકરનો ધંધો કરીને મહા મેહેનતે વસ્તારી કુટુંબનું ભરણપોષણ કરતો હતો. દીકરાને ભણાવે એટલી તેની શક્તિ નહોતી, તોપણ શેમનિજ શહેરની પાસે એક સાધારણ નિશાળ હતી ત્યાં તેણે હીનને ભણવા મુક્યો. ત્યાં કેટલાક દિવસ રહીને બની શક્યું તેટલું તે ભણ્યો.

પછી તેને લાટિન ભણવાની મરજી થઈ. જે નિશાળમાં તે ભણતો હતો તે નિશાળના માસ્તરનો છોકરો લાટિન જાણતો હતો, તેણે હીનને કહ્યું કે, જો તું મને થોડા થોડા પૈસા આપતો રહે તો હું તને લાટિન શીખવું. પણ હીનના બાપની એટલી પેદાશ નહોતી કે દીકરાને ભણાવવા માટે દરમહીને થોડા થોડા પૈસા તે આપી શકે. તેથી કરીને લાટિન નહિ ભણી શકાયાથી હીન બહુજ દિલગીર થયો.

એ વખતે એક દિવસે તેના બાપે કાંઈ કારણસર એક દોસ્તદારને ત્યાં તેને મોકલ્યો. લાટિન શીખવાનો જોગ બન્યો નહિ તેથી તે હમેશાં દિલગીર અને ઉદાસી રહેતો. તેના બાપના જે દોસ્તદાર પાસે ગયો તે માણસ તેનું બહુ ભલું ચાહાતો હતો. તેનું (હીનનું) મ્હો ઉદાસ જોઈને તે માણસે પુછ્યું કે, આમ કેમ છે ભાઇ? તેના જવાબ-

માં હીને ખરૂં કારણ જણાવી દીધું; તે ઉપરથી તે માણુસે કહ્યું કે તું લાટિન શીખવું શરૂ કર; શિક્ષકને જે પગાર આપવો પડશે તે હું આપીશ. આ સાંભળીને હીન બેહદ ખુશી થયો.

એ પ્રમાણે એ ભલા માણસની મદદથી બે વરસ સુધી તે લાટિન ભણ્યો. તેપછી તેના શિક્ષકે કહ્યું કે, મને આવડે છે તેટલું મેં તને ભણાવ્યું; એથી વધારે મને આવડતું નથી. તેટલા માટે ત્યારથી હીનને લાટિન શીખવાનું અટક્યું.

એ વખતે તેનો બાપ તેને કોઈપણ ધંધે વળગાડવાને અધીરો થયો. તેનું મન તો માત્ર ભણવામાંજ હતું, પણ તેનો બાપ એટલો બધો ગરીબ હતો કે તે તેને ભણાવવાનું ખરચ પૂરૂં કરી શકે તેમ નહોતું. પરંતુ તેના કર્મસંજોગે તેના બાપનો એક બીજો દોસ્તદાર હતો. હીન ભણવાને કેવો ખંતીલો છે, તે કેવું શીખી શકે છે, અને કેટલું શીખ્યો છે, એ સર્વ તેના શિક્ષક પાસેથી જાણીને તે માણસ ઘણો ખુશી થયો; અને તે શેહેરમાં મુખ્ય નિશાળ હતી ત્યાં તેને દાખલ કરાવી કહ્યું કે એના ભણવાનું તમામ ખરચ હું આપીશ.

એ પ્રમાણે મુખ્ય નિશાળમાં દાખલ થઇને હીન ભણવા લાગ્યો, પરંતુ તેને બહુ અડચણ પડવા માંડી. કારણકે તેને મદદ કરનારે તમામ ખરચ આપવા કબૂલ કર્યું હતું, તોપણ કંજુસ સ્વભાવને લીધે આપતી વખતે તે

બહુ આનાકાની કરતો. તેમજ ભણવાને માટે જોઈતાં પુસ્તકો મળતાં નહિ, તેથી કોઈ સોબતી પાસેથી પુસ્તક માગી લેઈ તેની નકલ કરી લેતો અને તે લખેલી નકલ ઉપરથી પાઠ તૈયાર કરતો. એ પ્રમાણે ઘણી ગરીબાઇથી નિશાળમાં રહીને થોડા દિવસ સુધી તે ભણ્યો. ત્યારપછી તે શેહેરના એક તવંગર માણસે પોતાના છોકરાને શીખવવા માટે તેને રાખ્યો તેથી તેને થોડી થોડી આવક થવા માંડી, અને તે પેદાશને લીધે ભણવાની તેને ઘણી સગવડ થઈ.

એ પ્રમાણે એ નિશાળમાં થોડા દિવસ રહીને તેણે જોયું કે, યુનિવરસિટિની પરીક્ષા આપી શકાય તેવી પાઠ-શાળામાં દાખલ ના થવાય ત્યાંસુધી મરજી પ્રમાણે ભણી શકાશે નહિ. તેટલા માટે તેણે નક્કી કર્યું કે **લિપઝિક** શેહેરમાં જઈ ત્યાંની યુનિવરસિટિની પાઠશાળામાં દાખલ થવું. તેના પહેલાંના મદદગારે ત્યાં પણ થોડી થોડી મદદ આપવાની હા કહી તે ઉપર આધાર રાખી માત્ર બેજ રૂ-પીઆ સાથે લેઈને તે **લિપઝિક** ગયો અને પાઠશાળામાં દાખલ થઈ અભ્યાસ કરવા લાગ્યો.

પરંતુ તેને મદદ કરનાર માણસ કબૂલ કર્યા છતાં ખરચના પૈસા મોકલતો નહોતો, અને જ્યારે મોકલતો ત્યારે ખરચ કરવામાં તે આળસુ અને વિવેક વગરનો છે એવો તિરસ્કાર કરીને મોકલતો. આથી કરીને ખાવા પીવામાં તે ઘણો દુખી થતો અને મનમાં ઘણો મુંઝાતો. જે ઘરમાં તે રહેતો હતો તેજ ઘરમાં એક દાસી રહેતી હતી તે દયા

લાવીને તેને જોઈતી સગવડ કરી આપતી. એ બાઈની મદદ મળી ના હોત તો તેના દુઃખનો પાર રહેત નહિ. ઘણીવાર પુસ્તકોની ખોટને લીધે પાઠ કરવાનું તેને બંધ રાખવું પડતું, અને ઘણીવાર ભૂખ્યા પણ રહેવું પડતું હતું.

આ પ્રમાણે દુઃખ ભોગવતો હતો તોપણ ભણવામાં જરાએ આળસ કે દિલગિરી કરતો નહિ. આટલું બધું દુઃખ પડયા છતાં તે નાઉમેદ થતો નહોતો તેનું કારણ એ જે, તેણે નક્કી કર્યું હતું કે, "હું ઘણો દુઃખી થાઉં છું તે વાત ખરી, પરંતુ ભણવાનું છોડી દીધાથી તે દુઃખ દૂર થશે નહિ, પણ હતો તેવો મૂર્ખ રહેવું પડશે; અને એ પ્રમાણે મૂર્ખ રહેવાથી જન્મારા સુધી દુઃખ ભોગવવું પડશે તથા લોકો મૂર્ખ કહી તરછોડશે તે સહન કરવું પડશે. તેટલા માટે ગમે તેટલું દુઃખ પડશે તો પણ મારા ભલાને માટે હું તો ભણ્યાજ કરીશ." જેમ જેમ તેને દુઃખ પડતું તેમ તેમ ભણવામાં તે ઘણો ઉદ્યોગી થતો. લાગટ છ મહિના સુધી અઠવાડીઆમાં માત્ર બે રાત્રેજ તે ઊંઘતો અને બાકીના પાંચ દિવસ આખી રાત જાગી અભ્યાસ કરતો.

પછી રહેતે રહેતે તેને એટલું બધું દુઃખ પડયું કે તે સહન થઈ શકે નહિ. એ વખતે કોઈ એક તવંગર માણસને ત્યાં શિક્ષકનો ખપ હતો. વિદ્યાલયના એક ગુરૂએ હીનનું દુઃખ જોઈ દયા આણીને તે કામ તેને અપાવવા ધાર્યું. એ કામ કબૂલ કર્યાથી તેનાં બધાં દુઃખ એકદમ દૂર થાત. પરંતુ એ ગૃહસ્થનું ઘર વિદ્યાલયથી બહુ છેટે હતું ત્યાં શીખવવા જવા

માટે વિદ્યાલયમાંથી બહાર જવું પડે તેથી કરીને ભણવાની બધી જોગવાઈ બગડી જાય. તેટલા માટે તેણે એ કામ કરવાને ના પાડી. પોતાના મન સાથે તેણે નક્કી કરી રાખ્યું હતું કે, ગમે તેટલું દુઃખ પડે તોપણ લિપ્ઝિક છોડીને બીજે ઠેકાણે જવું નહિ.

થોડા દિવસ પછી એ વિદ્યાગુરૂએ લિપ્ઝિક શહેરમાંજ એક ઠેકાણે શીખવવા જવાનો જોગ તેને કરી આપ્યો. વિદ્યાલયમાં રહીને અભ્યાસ કરી શકાશે અને દુઃખ દૂર થશે એમ વિચારીને તેણે તે કામ કબૂલ કર્યું. એથી એનાં દુઃખ દૂર થયાં ખરાં, તોપણ છોકરાને ભણાવવા અને પોતે પણ રાત દિવસ અભ્યાસ કરવા તેથી તેને ઘણી મહેનત પડવા લાગી. આથી કરીને તેને એવો ભારે મંદવાડ થયો કે શિક્ષકનું કામ છોડવું પડ્યું, એટલુંજ નહિ, પણ જે થોડાક પૈસા તેની પાસે થયા હતા તે બધા મંદવાડમાં પૂરા થઈ ગયા. જ્યારે સાજો થઈને ઊઠ્યો ત્યારે એક ફૂટી બદામ પણ તેની પાસે નહોતી. તેથી કરીને ફરીથી તેને પહેલાંના જેવું દુઃખ પડ્યું અને દેવાદાર પણ થયો.

આ પહેલાં તેણે લાટિન ભાષામાં કેટલીક કવિતા કરી હતી. ડ્રેસડનના પ્રધાનો એ કવિતાનાં વખાણ કરતા હતા તે ઉપરથી તેના દોસ્તદારે તેને કહ્યું કે, તું તે પ્રધાનો પાસે જઈશ તો તેઓ તને મદદ કરશે. આ સલાહ પ્રમાણે કરજ કાઢી વાટખરચી લઈને તે ડ્રેસડન ગયો, પરંતુ જે આશાથી તે મુસાફરી કરી દુઃખ વેઠીને ત્યાં ગયો તે આશા પારપડી નહિ. પહેલાં

તો પ્રધાનોએ તેને દિલાસો દીધો હતો. પરંતુ આખરે તેમણે કાંઈ ઉકાળ્યું નહિ.

છેવટે કેવળ લાચાર થઇને ત્યાંના એક આબરૂદાર માણસના પુસ્તકખાનામાં લહીઆનું કામ કરવા રહ્યો. એ કામ કરવાથી તેને જે મળતું તેમાંથી તેના પેટનું પણ પૂરૂં થતું નહોતું. પરંતુ મહેનતથી તે કંટાળતો નહિ તેથી પર ભાષાનાં પુસ્તકોના તરજુમા વગેરે બીજાં કામ કરવાનું તેણે શરૂ કર્યું. એ બધાં કામ કરવાથી તેની હાલત જરા જરા સુધરવા લાગી. પછી ખરચ કાઢતાં જે બચે તે દેવામાં ભરવા લાગ્યો. પુસ્તકખાનામાં બે વરસ કામ કર્યા પછી તેનો પગાર બમણો થયો. પરંતુ એ વખતે ત્યાંના રાજાઓમાં લડાઈ સળગવાથી દેશમાં ઘણી ગરબડ મચી રહી, તેથી નોકરી છોડી દેઈને તે ત્યાંથી જતો રહ્યો.

લડાઈ ચાલી તે વખતે ડ્રેસડનમાં જે ગરબડ ઊઠી હતી તે લઢાઈ બંધ પડ્યા પછી શમી ગઈ. એ વખતે હીન ત્યાં પાછો આવ્યો. તે ત્યાં પહોચ્યો તે પહેલાં ગોટિંગનની યુનિવરસિટિમાં એક શિક્ષકની જગા ખાલી પડી હતી. એ યુનિ-વરસિટિના કારભારીઓએ રસ્કિન નામના એક ઘણા પ્રખ્યાત પંડિતને તે જગા લેવાનું લખ્યું. પરંતુ તેણે તેમ કરવા ના પાડીને લખી મોકલ્યું કે "હીન નામે એક માણસ છે તે એ જગાને માટે બધી રીતે લાયક છે. મારા અભિપ્રાય પ્રમાણે બીજા સર્વ કરતાં એ માણસ જેવો જોઈએ તેવો છે." રસ્કિનને હીન સાથે કંઈ વાતચીત થઈ નહોતી. પરંતુ

તેની વિદ્યા અને બુદ્ધિ વિષે તે સારી રીતે માહિતગાર હતો તેથી પોતાની મેળેજ તેણે ઉપર પ્રમાણે લખી વાળ્યું હતું.

રસ્કિનની ભલામણ કબૂલ કરીને યુનિવરસિટિના કારભારીઓએ ખાલી પડેલી જગા હીનને આપી. આજ દિન સુધી ઘણાં ઘણાં દુઃખ અને જેહેમત વેઠીને તેણે જે વિદ્યાભ્યાસ કર્યો હતો તેનું અત્યારે સાર્થક થયું. તે જેવો પંડિત હતો તેવોજ સારા સ્વભાવનો હતો. તેના નિશાળીઆ અને શેહેરના બધા લોકો તેને પોતાના બાપ જેવો સમજી તેની સાથે સ્નેહ અને પૂજ્યબુદ્ધિ રાખતા. ઘણા માનની સાથે પચાસ વરસ સુધી એ યુનિવરસિટિમાં શિક્ષકનું કામ તેણે કર્યું. જ્યારે તે મરણ પામ્યો ત્યારે સર્વ લોક ઘણાજ શોકાતુર થયા હતા.

જુઓ, હીન ઘણા ગરીબ માણસનો છોકરો હતો. તેનો બાપ વણકરનું કામ કરીને મહા મહેનતે ગુજરાન ચલાવતો. પરંતુ તેણે (હીને) ઉદ્યોગ અને મહેનત કરી વિદ્યાભ્યાસ કર્યો તો અનાયાસે યુનિવરસિટિની પાઠશાળાનો શિક્ષક થયો. જો તેણે ઉદ્યોગ અને મહેનત કરીને વિદ્યાભ્યાસ કર્યો નાહોત તો તેનું નામ પણ કોઈ જાણત નહિ. હદ પાર દુઃખ વેઠીને પણ જે વિદ્યા તે ભણ્યો, તેજ વિદ્યાના બળથી અમર નામ કરી ગયો છે. સાધન વગર શી રીતે ભણીએ, એવું કહેનાર તથા સમજનારને આ હીનનું ટુંકું પણ બોધદાયક વૃત્તાન્ત વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. એક સરખો ઉદ્યોગ, ઉત્સાહ અને મહેનત

કરે, તે સાથે સહનશીલપણું રાખે, તો ગમે તેવો ગરીબ અને નિરાધાર માણસ પણ જે ધારે તે કરી શકે.

## જીરમ સ્ટોન.

યુરોપખંડના સ્કાટલાંડ દેશમાં આ માણસ જન્મ્યો હતો તે ત્રણ વરસનો થયો તે વખતે તેનો બાપ મરી ગયો. મરતી વખતે તેનો બાપ કંઈ પણ પૂંજી મુકી ગયો નહોતો તેથી તેની મા મહા મહેનતે પોતાનું તથા દીકરાનું ભરણ પોષણ કરતી હતી. તેણે સ્ટોનને પોતાના ગામની નિશાળમાં થોડુંક સાધારણ ભણતર ભણાવ્યું હતું.

એવી ગરીબ અવસ્થા હતી કે સ્ટોન થોડું થોડું પણ કમાઈ લાવે નહિ તો ગુજરાન ના ચાલે. તેથી કરીને કમાવાનો જોગ કરવા માટે નાનપણમાંજ તેને નિશાળ છોડવી પડી. પછી તેણે ગામે ગામ અને શહેરે શહેર ફરીને છરીઓ, કાતરો, સોયો, દોરા, ફીત વગેરે વેચવાનું કામ શરૂ કર્યું. આ સાધારણ ધંધામાંથી તેને જે થોડોક નફો થતો તેથી તેની માને ગુજરાન ચલાવવામાં કંઈક સગવડ થવા લાગી.

સારૂં થવાને માટે વિદ્યાભ્યાસ કરવાની તેની ઘણી મરજી હતી, પરંતુ તેની મા એકલી કોઈપણ રીતે ગુજરાન ચલાવી શકે તેમ નહોતું, તેથીજ કરીને કેવળ નામરજી છતાં પણ તેને નિશાળ છોડવી પડી હતી. જે ધંધો તેણે કરવા માંડ્યો હતો તે ધંધાની સાથે ભણવાનું બની શકે

તેમ નહોતું. તે ઉપરથી જે સરસામાન તેણે ખરીધો હતો તે બધો વેચી દીધો અને તેના જે પૈસા ઉપજ્યા તેનાં સારાં સારાં પુસ્તક ખરીદ કર્યાં. પુસ્તકો વેચવાનો ધંધો કરવાનું કારણ એવું હતું કે, એ ધંધામાંથી જે થોડો ઘણો નફો થવાનો હશે તેતો થશેજ; અને જુદી જુદી જાતનાં પુસ્તકો હમેશાં પાસે રહેશે તેથી મરજી પ્રમાણે અભ્યાસ પણ કરાશે, એમ તેણે ધાર્યું હતું.

તે વખતે સ્કાટલાંડ દેશમાં ઘણે ઠેકાણે મેળા ભરાતા, ત્યાં જે માલ લેઈ જવામાં આવતો તે સહજ વેચાઈ જતો. તેથીકરીને સ્ટોને દુકાન માંડી નહિ, તેમજ ગામેગામ ફરવા જવાનું પણ બંધ કર્યું; માત્ર મેળાઓમાંજ પુસ્તકો વેચવા જતો, અને બાકીના વખતમાં મરજી મુજબ પુસ્તકો નિયમ પ્રમાણે વાંચતો.

એ પ્રમાણે પુસ્તકો વેચવાનો ધંધો કર્યાથી, સ્ટોનને લખવા વાંચવાનો સારો લાગ મળ્યો. વિદ્યાભ્યાસને માટે તે એટલો બધો ઉદ્યોગ અને એટલી બધી મહેનત કરવા લાગ્યો કે, થોડા દિવસમાં હિબ્રુ અને ગ્રીક એ ભાષાનો પંડિત બન્યો. કોઈની મદદ સિવાય પોતાની મેળેજ એ બે ભાષાઓ તે શીખ્યો. પછી તેને લાટિન શીખવાની ઈચ્છા થઈ તેથી તે ભાષા ભણવાનો આરંભ કર્યો, અને થોડા દિવસમાં એટલું બધું શીખ્યો કે તે જોઈને લોક અચંબો પામવા લાગ્યા.

દાકતર ટલિડેલ્ફ નામે એક પુરૂષ સ્કાટ્લાંડની યુનિવરસિટિમાં મુખ્ય શિક્ષક હતો તે ઘણો પ્રખ્યાત પંડિત અને

બુદ્ધિમાન હતો. તેણે **સ્ટોન**નો વિદ્યા ભણવાનો ઉદ્યોગ અને અસાધારણ બુદ્ધિ તથા સહનશીલતા જોઈને તેને વિશેષ વિદ્યાભ્યાસ કરાવવા માટે યુનિવરસિટિમાં દાખલ કરાવ્યો અને તેનું સઘળું ખરચ પોતે આપવા લાગ્યો.

આ પ્રમાણે **સ્ટોન** યુનિવરસિટિમાં દાખલ થઈને થોડા વખતની અંદર ઘણાંક શાસ્ત્રોમાં કાબેલ થયો. યુનિવરસિટિના શિક્ષકો અને શિખનારા એ સર્વ તેની બુદ્ધિ અને વિદ્યાનાં વખાણ કરતા. પોતાના વિદ્યાલયમાં એવો વિદ્યાર્થી હતો તેથી શિક્ષકો પોતાને ઘણું માન સમજતા; અને તેની સાથે ભણનારા તેના સોબતી કહેવરાવીને ફુલાતા હતા.

આશરે ત્રણ વરસ સુધી એ યુનિવરસિટિમાં તેણે અભ્યાસ કર્યો. એ વખતે એક **લા**ટિન–પાઠશાળામાં મદદગાર શિક્ષકની જગ્યા ખાલી પડી, અને યુનિવરસિટિના શિક્ષકોની ભલામણથી **સ્ટોન**ને તે મળી. બે વરસ પછી તે મુખ્ય શિક્ષક થયો. અફસોસની વાત એ છે કે ઘણી નાની ઉમ્મરમાં તેનું મોત થયું. મરણ વખતે તેની ઉમ્મર માત્ર ત્રીશ વરસની હતી. તેના અકાળ મોતથી બધાલોક ઘણાજ દિલગીર થયા હતા.

---

## હંટર.

**સ્કાટલાંડ** દેશના **લેનાર્ક** પ્રાંતમાં **હંટર** જન્મ્યો હતો. બધાં મળીને **દશ** ભાંડુ હતાં તેમાં તે સર્વથી નાનો હતો. ઘડપણમાં તે છેક છેલ્લો છોકરો હોવાથી તેના બાપને ઘણો

લાડકવાયો હતો. લાડ લડાવીને તેણે તેને છેક ખરાબ કર્યો હતો. તે કોઈનું પણ કહ્યું નહિ માનતાં જેમ મરજીમાં આવે તેમ કરતો. કોઈ પણ રીતે કબજામાં રહેવાનું તેને દુઃખદાયક થઈ પડતું. હમેશાં પોતાની મરજી પ્રમાણે ચાલવાથી તે એવા નબળા* મનનો થઈ ગયો હતો કે, કોઈ પણ બાબત વધારે વાર યાદ રાખી શકતો નહિ. તેટલા માટે, નિશાળમાં દાખલ થઈ ત્યાંના નિયમ પ્રમાણે ચાલી ધ્યાન રાખીને ભણવાનું તેનાથી બની શકતું નહોતું. તોપણ વડીલોએ મહા મહેનતે તેને સાધારણ રીતે લખતાં વાંચતાં શીખવ્યું હતું. તે વખતે બધા માણસો **લાટિન** શીખતા તે પ્રમાણે તેને પણ **લાટિન** શીખવવાને ઘણી મહેનત કરવામાં આવી હતી, પરંતુ કોઈ પણ રીતે તે શીખ્યો નહિ. તેણે માત્ર રમત ગમતમાં, તમાસા જોવામાં, ને ખુશી ખુશાલીમાં ઘણાં વરસ ગાળ્યાં, પરંતુ સારી રીતે ભણવાને અથવા કામ ધંધામાં માહિતગાર થવાને કંઈ પણ કર્યું નહોતું.

તેનો બાપ પૈસાદાર હતો. તેના દેશનો રિવાજ એવો હતો કે સૌથી મોટો છોકરોજ બાપની મિલ્કતનો માલિક થાય, તે પ્રમાણે હુંટરનો સૌથી મોટો ભાઇ તેના બાપની બધી દોલતનો ધણી થયો. હુંટર તેના બાપનો લાડકવાયો હતો ખરો, પરંતુ મરતી વખતે બાપે તેને માટે કંઈપણ ગોઠવણ કરી નહોતી, તેથી કરીને કંઈપણ કામ ધંધો કર્યા સિવાય હવે તેને ચાલે તેમ નહોતું. કમનસિબે તે ભણ્યો નહોતો, તેથી જે જે ધંધામાં ભણેલા માણસની જરૂર છે

તેમાંનો કોઈ પણ ધંધો કરવાને તે લાયક નહોતો. તેનો એક બનેવી સુતારનું કામ કરતો હતો તેની પાસે જઇને તે મેજ અને પેટીઓ ઘડવાનું શીખવા લાગ્યો. ઘણો દેવાદાર થયાથી તેનો બનેવી ધંધા વગરનો થઈ ગયો એટલે તેનુ (હંટરનું) કામ પણ ગયું. તે પોતાની મેળે કામ ચાલતું રાખે એવી જોગવાઈ નહોતી, તેથી હવે શું કરવું તે કાંઈ નક્કી કરી શકયો નહિ.

આમ બન્યું તે પહેલાં થોડાક દિવસથી તેનો એક મોટો ભાઈ લંડન શેહેરમાં વૈદ્યનો ધંધો કરતો હતો, અને શારિરવિદ્યા શીખવતો હતો. શરીરના કિયા ઠેકાણે કેવું કેવું છે તે સર્વ, મડદાં ચીરીને વિદ્યાર્થીઓને દેખાડવું પડતું હતું. તે એકલો એ બધું બરાબર કરી શકતો નહિ તેથી તેને એક મદદગાર જોઇતો હતો. હુંટરે ઘણા ઘણા મનસુબા કર્યા પછી છેવટે પોતાના એજ મોટા ભાઈને પત્ર લખી જણાવ્યું કે, તમે મને તમારો મદદગાર રાખો, નહિતો હું લશ્કરમાં દાખલ થઈશ. તેના ભાઈએ તેની માગણી કબૂલ કરી અને લંડન આવવાનું લખી મોકલ્યું.

મોટાભાઈનો પત્ર વાંચીને હુંટર ઘણો ખુશી થયો અને તાકીદે લંડન જઈ કામે લાગ્યો. પહેલેજ દિવસે તેણે પોતાના કામમાં એવી હોશિયારી દેખાડી કે તેથી તેના ભાઈએ બહુ ખુશી થઈને કહ્યું, વખત જતાં તું આ કામમાં એક્કો થઈશ અને તને ચાકરી કરવાનો વિચાર સરખો પણ થશે નહિ. કેટલાક દિવસ પછી તેણે શારિર વિદ્યાનો અભ્યાસ કરવા માંડયો, અને થોડા દિવસમાંજ એ વિદ્યામાં તે એવો હોશિયાર થયો કે લંડનમાં આવ્યે એક વરસ પણ થ-

યું નહિ તેટલામાંતો એ વિદ્યા ભણાવવાને લાયક થયો અને કેટલાક વિદ્યાર્થીઓને શીખવવા પણ લાગ્યો.

ત્યાર પછી થોડાક દિવસમાં તે ઔષધવિદ્યા શિખ્યો અને વૈદ્યનું કામ કરવા લાગ્યો. તે સિવાય વિદ્યાર્થીઓને શીખવવા વગેરેનાં બીજાં કેટલાંક કામ પણ કરતો હતો. એ બધાં કામ કરતાં જ્યારે ફુરસદ મળે ત્યારે તે વિદ્યાભ્યાસ કરતો. તે વખતે જેટલા માણુસો શારિર વિદ્યામાં કુશળ કહેવાતા હતા તે બધામાં તે મુખ્ય ગણાવા લાગ્યો. વાહાડ કાપની અને શારિર વિદ્યાની જેટલી ઉન્નતિ તેણે કરી છે તેટલી બીજા કોઇએ કરી નથી. એ વિદ્યાઓને ખીલવવા માટે તેણે ઘણો ઉદ્યોગ, ઘણી મહેનત અને ઘણું ખરચ કર્યું છે. ઘણાં કામ કરતો હતો તેથી દિવસે તેને ફુરસદ મળતી નંહોતી, તેટલા માટે નવરાશ મેળવવા સારૂ તે થોડી વાર એટલે આખી રાતમાં માત્ર ચાર કલાક અને દિવસે જન્મા પછી એક કલાક ઊંઘતો.

જુઓ, હંટર કેવો અજાયબ જેવો પુરૂષ! નાનપણમાં માબાપનો લાડકવાયો હોવાથી ઘણાં લાડને લીધે બહુ ખરાબ થઈ ગયો હતો અને કંઈ પણ ભણ્યો નહોતો. અભણ હોવાથી પેટ ભરવાને માટે તેણે સુતારનું કામ કર્યું હતું. જો તેના બનેવીનું કારખાનું ભાગી પડયું નાહોત તો તે એજ ધંધામાં પડયો રહીને આવરદા પૂરો કરત. બનેવીનું કારખાનું ભાગી પડવાથી તે ( હંટર )પોતાને ખરેખરો અભાગીઓ સમજતો હતો, પરંતુ તેમ થવાથીજ તે જગતને ઉપયોગી

થઈ પડયો. જ્યારે તે ધંધા ધારી વગરનો થયો અને પેટ ભરવાનો કાંઈ પણ ઉપાય તેને સૂઝ્યો નહિ ત્યારેજ તેણે ભાઈને આજીજી કરી હતી. એ વખતે તેની ઉમ્મર વીસ વરસની હતી. વીસ વરસની ઉમ્મર થઈ ગયા પછી ભણવા માંડ્યા છતાં પણ તે આખા જગતમાં પ્રખ્યાત થઈ ગયો છે. મા-બાપનાં લાડથી બગડેલા માણસો જે પોતાનું ભલું ઈચ્છતા હોય તેમણે આ હુંટરનું ચરિત્ર લક્ષ પૂર્વક વાંચવા જોગ છે.

---

## સીમસન.

ઈંગ્લાંડ દેશમાં લીસ્ટરશાયર નામે એક પ્રાંત છે. તે પ્રાંતમાં માર્કેટવસવર્થ નામે ગામ છે ત્યાં સિમસન જન્મ્યો હતો. તેનો બાપ વણકરનો ધંધો કરતો હતો. પ્રથમ તેણે સીમસનને એક નિશાળે ભણવા મુક્યો. પરંતુ તે વિદ્યાના ગુણ જાણતો નહોતો અને વિદ્યા ભણવી માણસે જરૂરની છે એવું તેના સમજવામાં નહોતું, તેથી કરીને સીમસન થોડુંક શીખ્યો એટલામાં તેને નિશાળેથી ઉઠાડી લેઈને પોતાના વણકરના ધંધામાં નાંખ્યો.

વધારે ભણવું તે ઠીક નથી એમ સમજીને તેનો બાપ તેને લખવા વાંચવા દેતો નહિ. પરંતુ થોડા દિવસ નિશાળે જઈને વિદ્યારસનો સ્વાદ તેણે ચાખેલો હોવાથી તેને ભણવાનો નાદ લાગ્યો હતો. તે બાપના હૂકમ મુજબ નિશાળ છોડીને વણકરના ધંધામાં પડયો હતો ખરો, પરંતુ તેણે મન

સાથે નક્કી કર્યું હતું કે જેમ નસીબમાં હશે તેમ થશે, પણ હું તો ભણવાનોજ. કામ કરતાં નવરાશ મળતી ત્યારે તે વાંચવા બેસતો અને કોઈપણ નવું પુસ્તક કોઈપણ રીતે હાથમાં આવતું તો તાબડતોબ તે વાંચી જતો. એમ કરતાં કરતાં તેને લખવા વાંચવાનો શોખ એટલો બધો થયો કે માત્ર નવરાશના વખતે વાંચવાથી સંતોષ પામતો નહિ. કોઈ કોઈવાર કામ પડચું મૂકીને પણ તે પુસ્તક વાંચવા મંડી જતો.

છોકરાને ભણવાનો શોખ જોઈને બાપ કેટલો ખુશી થાય, તેનું કેટલું ભલું ચાહ્યુ, અને કેટલો ઉત્સાહ આપે! પરંતુ **સી**મસનનો બાપ બહુ ઑર તરેહનો પુરૂષ હતો. છોકરાને લખવા વાંચવાનો છંદ લાગેલો જોઈને તે ઘણો કંટાળતો. ઉત્સાહ આપવાની વાત તો બાજુએ રહી, પરંતુ તેની પાસે લખવા વાંચવાનું છોડાવી દેવાને તે બની શકે તેટલું કરતો. લખવું વાંચવું એ આળસુનું કામ છે એમ તે ધારતો હતો. તેથી તેના મત પ્રમાણે લખવા વાંચવામાં ઘણો મંડ્યો રહેવાથી **સી**મસન ઘણો આળસુ અને નકામો થઈ ગયો હતો, અને તેજ કારણથી તે હમેશાં તેનો તિરસ્કાર કરતો. પરંતુ એવા તિરસ્કારથી **સી**મસન કંટાળ્યો નહિ; તેથી છેવટે તેના બાપે ઘણો ગુસ્સો કરીને કહ્યું કે, જો તું તારૂં ભલું ચાહાતો હોય તો ચોપડી ઉઘાડીશ નહિ, પણ આખો દિવસ વણવાનું કામ કર્યા કર.

જે હેતુથી તેના બાપે આવો ગેરવાજબી હૂકમ કર્યો હતો તે હેતુ પાર પડયો નહિ. **સી**મસનને લખવા વાંચ-

વાનો એટલો બધો શોખ લાગ્યો હતો તે એકદમ તે શીરીતે છોડી શકે? કામમાંથી જ્યારે નવરાશ મળતી ત્યારે તે વાંચવા બેસતો અને તે જોઈને તેનો બાપ ઘણો ગુસ્સે થઈ ગાળો ભાંડતો. આનું ફળ એ થયું કે બાપ દીકરા વચ્ચે જબરો ઝગડો થયો. છેવટે તેના બાપે ઘણો ગુસ્સો કરીને કહ્યું કે, તું મારૂં કહેલું સાંભળતો નથી તેમ મારૂં કહ્યું કરતો નથી તેટલા માટે તને હવે સ્પષ્ટ કહુંછું કે જો તું ભણવાનું છોડીશ નહિ તો હું તને ઘરમાંથી કહાડી મુકીશ.

સીમસને ઘરમાંથી જવાનું કબૂલ કર્યું, પણ લખવા વાંચવાનું છોડી દેવાની ના કહી. પછી તે બાપના ઘરમાંથી બહાર નીકળ્યો અને પાસેના કોઈ ગામમાં એક ગૃહસ્થને ઘેર જઈને રહ્યો. એ ઠેકાણે તે વણવાનું કામ કરીને પોતાનું ગુજરાન ચલાવતો અને કોઈની પાસેથી પુસ્તક માગી લેઈને વાંચતો. આ પ્રમાણે તેણે કેટલાક દિવસ ગાળ્યા.

એક દિવસ એ ગૃહસ્થને ત્યાં એક જાદુગર આવ્યો. તેની સાથે વાતચીત થઈ તે ઉપરથી સીમસને તેની પાસે અંકગણિત અને જંત્રમંત્ર શીખવાનું શરૂ કર્યું.* થોડા દિવસમાં તે એવો હોશિયાર જાદુગર થયો કે, તે ભાગના સઘળા લોકો તેની પાસે સારાં નરતાં જાદુ કરાવવા આવવા લાગ્યા. આ નવા ધંધામાં તેને સારો લાભ થવા લાગ્યો. વળી એજ વખતે તેણે લગ્ન પણ કર્યું.

*યૂરોપખંડમાં પણ એવા જાદુ વગેરેના ખોટા વહેમ પહેલાં ચાલતા હતા.

એ પ્રમાણે જાદુગરનો ધંધો કરવાથી ધાન લૂગડાંનું દુઃખ મટયું ખરૂં, પરંતુ સારી રીતે વિદ્યા ભણવાના વિચારને ભારે હાનિ પહોચી. જાદુગર થયો એટલે પંડિતોમાં જવાનું બંધ થયું, કારણકે પંડિતો જાદુગરોને ઠગારા કહીને તેમની ઘણી નિંદા કરતા. **સીમસનને** ધાન લૂગડાની તાણ પડતી તેથીજ તેણે એ ધંધો કરવા માંડયો હતો. તે વખતે તેણે એવું ધાર્યું હતું કે, થોડાક પૈસા થશે એટલે ગમેતે રોજગાર કરીશ અને આ ભૂંડો ધંધો છોડી દેઈશ. આખરે એક એવો બનાવ બન્યો કે તેથી તેને જાદુગરનું કામ એકદમ છોડી દેઈને નાશી જવું પડયું.

એક દિવસ એક સ્ત્રી તેની પાસે કાંઈ જાદુ કરાવવા આવી. એ જાદુમાં ભૈરવને બોલાવવાની જરૂર હતી. તેથી તેણે એક માણસને બિહામણો વેશ ધારણ કરાવીને પાસેની ઘાસની એક ગંજીને ઓઠે ઊભો રાખ્યો હતો. જાદુનો આરંભ થયો એટલે **સીમસને** જુદા જુદા મંત્ર ભણીને ભૈરવને બોલાવ્યો તે વખતે પેલો માણસ સામે આવીને ઊભો રહ્યો. એ માણસનો વેશ એવો બિહામણો હતો કે તેને જોતાંજ પેલી સ્ત્રી ઘણી બ્હીની અને અચેતન થઈ ગઈ. એ દેખાવ જોવાથી તેને જબરો રોગ થયો અને તેની ડાગળી ખશી ગઈ (તે ગાંડી થઈ ગઈ). આ બનાવ બનવાથી બધા લોક **સીમસનના** ઉપર એટલા બધા ગુસ્સે થઈ ગયા કે તેને એ ગામ છોડીને નાશી જવું પડયું.

એ પ્રમાણે ત્યાંથી નાશીને પંદર ગાઉ દૂર ડર્બી નામે

શેહેરમાં જઈ રહ્યો, અને પ્રતિજ્ઞા કરી કે હવે કોઈ દિવસ ભૈરવનાં દર્શન કરાવવાં નહિ. કંઈપણ કમાયા સિવાય સંસાર ચાલે નહિ તેટલા માટે ફરીથી તેણે વણકરનો ધંધો કરવા માંડ્યો. દિવસે તે વણવાનું કામ કરતો અને રાત્રે છોકરાંને ભણાવતો. એ પ્રમાણે રાત દહાડો મહેનત કરતાં જે થોડી પેદાસ થતી તેમાંથી મહા મહેનતે પોતાનું અને બાયડી છોકરાંનું ગુજરાન ચલાવતો, તેથી તેને હદપાર મહેનત કરવી પડતી તથા દુઃખ ભોગવવું પડતું હતું.

ગમે તેમ હો, પણ તે વખતથી ગુજરાનને માટે તે જેટલી મહેનત કરતો તે કરતાં પણ વધાર મહેનત અને ઉદ્યોગ વિદ્યા ભણવાને માટે કરવા લાગ્યો. એવી મહેનત કરવાથી થોડા દિવસમાં તે અંકગણિતમાં અને પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રમાં ઘણો હોશિયાર થયો, અને અંકગણિતનું એક પુસ્તક પણ તૈયાર કર્યું. એ પુસ્તક છપાવવાની તેની શક્તિ નહોતી તેથી બાયડી છોકરાંને ડર્બી શેહેરમાં રાખીને પોતે લંડન ગયો. એ વખતે તેની ઉમ્મર પચીસ છવીસ વરસની હતી.

લંડન શેહેરમાં જઇને તેણે એક છેક સાધારણ મકાન ભાડે રાખ્યું, અને ત્યાં રહીને દિવસે વણકરનું કામ કરતો અને રાત્રે છોકરાને અંકગણિત શીખવાડતો. અંકગણિત એ ઘણી અઘરી વિદ્યા છે. પરંતુ સીમસનની શીખવવાની રીત એવી સરસ હતી, કે છોકરાને સહેજમાં અને રમતાં રમતાં તે સમજાવી દેતો. આ કારણથી થોડા દિવસમાં તે પ્રખ્યાત થયો ને ઘણા જણ તેના દોસ્તદાર થયા. પરિણામે શિક્ષ-

કતું કામ કરવાથી તેને એટલો બધો લાભ થવા લાગ્યો કે, બાયડી છોકરાંને પણ પોતાની પાસે લાવી રાખ્યાં. એજ વખતે તેણે પોતાનું રચેલું અંકગણિતનું પુસ્તક છપાવીને પ્રકટ કર્યું.

એ ગ્રંથ લોકોમાં ફેલાવાની સાથેજ તેનું ભાગ્ય ખીલવા માંડયું. કેટલાક દિવસ પછી તે વુલવિચની પાઠશાળામાં ગણિતશાસ્ત્રનો શિક્ષક નિમાયો, અને રહેતે રહેતે તેની કીર્ત્તિ અને સંપત્તિ વધવા લાગી. પરંતુ કીર્ત્તિ અને સંપત્તિ મેળવીને તેણે મહેનત કરવી છોડી દીધી નહોતી, પણ રાત દિવસ અભ્યાસમાં અને પુસ્તકો રચવામાં રોકાયલો રહેતો. અંકગણિત અને પદાર્થવિજ્ઞાનના ઘણા ગ્રંથ તેણે લખ્યા છે. એ પ્રમાણે આબરૂ, કીર્ત્તિ અને પૈસા મેળવીને એકાવન વરસની ઉમ્મરે તે મરણ પામ્યો.

અંતઃકરણથી ઉદ્યોગ અને મહેનત કરનાર જરૂર વિદ્યાભ્યાસ કરી શકે. જુઓ, સીમસનના બાપે માત્ર થોડાજ દિવસ તેને નિશાળે જવા દઈ ઉઠાડી લીધો, તોપણ તેણે લખવા વાંચવાનું છોડયું નહિ. અને તે પછી પણ બાપ હમેશાં વારતો અને તિરસ્કાર કરતો તથાપિ તે પોતાનો ટેક છોડતો નહિ. છેવટે તેના બાપે ઘણો ગુસ્સો કરીને તેને ઘરમાંથી કહાડી મૂકયો તોપણ તે તો પોતાના ધારેલા કામમાંજ મંડયો રહ્યો. વળી તે ઘણે ઠેકાણે ભટકયો અને ઘણાં ઘણાં દુઃખ પામ્યો તે છતાં વિદ્યા ભણવાનું કામ તેણે ચાલતુંજ રાખ્યું. સારાંશ એ કે વિદ્યા ભણવા માટે તે ખરા મનથી ઉદ્યોગ અને મહેનત કરતો હતો તો છેવટે મરજી

મુજબ વિદ્યાભ્યાસ કરી શકયો; અને એજ વિદ્યાના બળે તે ઘણો પ્રખ્યાત થયો, ઘણા પૈસા કમાયો અને ઘણી કીર્ત્તિ પામ્યો, તે સાથે જગત્માં અમર નામ મુકી ગયો.

## વિલિઅમ હટન.

ઇંગ્લાંડ દેશના ડર્બી શેહેરમાં હટન જન્મ્યો હતો. તેનો બાપ ઘણો ગરીબ હતો ને ઊન સાફ કરવાનો ધંધો કરીને ગુજરાન ચલાવતો, તેથી બહોળા કુટુંબનું ભરણપોષણ કરવાને તેને ઘણું દુઃખ પડતું. કોઈ કોઈ વાર એમ પણ બનતું કે હટનની માને તેનાં નાનાં નાનાં છોકરાં સહિત આખો દહાડો અપવાસી રહેવું પડતું, તેથી બાળકો ભૂખથી કાયર થઈ મા પાસે ઘડીએ ઘડીએ ખાવા માગીને તેને ઘણી ગભરાવી દેતાં. સાંજરે જ્યારે કંઈપણ ખોરાક મળતો ત્યારે ભૂખથી પેટ બાળી રહેલાં છોકરાં પડાપડી કરીને માના ભાગનું પણ ખાઈ જતાં તેથી તે બિચારી રડતી રડતી હાથ જોડીને બેશી રહેતી. એ પ્રમાણે ઘણીવાર તેને લાંઘણો કરવી પડતી.

હટનનો બાપ જે કમાતો તેથી તેનાં સ્ત્રી છોકરાંનું ભરણ પોષણ બરાબર થતું નહોતું. એવામાં કમનસિબે તે દારૂડીઓ થઈ ગયો. પછી તો રોજ તે પીઠામાં પડી રહેતો અને જે કમાતો તેથી વધારે પૈસા દારૂ ઢીંચવામાં ખરચતો. આથી કરીને તેનાં સ્ત્રી છોકરાંને ખાવાના વધારે સાંસા પડવા માંડ્યા. હટને પોતે કહ્યું છે કે, એક આખો દહાડો અને રાત હું ભૂખ્યો રહ્યો હતો અને બીજે દિવસે બપોરે આટો

અને પાણી ભેગાં કરીને જરા ખાધું હતું.

આવી દુર્દશામાં ભણવાનું કેમ કરીને બની શકે તે સહેજ સમજાય એવું છે. ગમે તેમ હતું, તોપણ હ્યુટન પાંચ વરસનો થયો ત્યારે તેના બાપે તેને એક નિશાળે ભણવા બેસાડ્યો હતો. એ નિશાળનો મહેતાજી તેના નિશાળીઆને શીખવ્યું ના શીખવ્યું કરતો, પણ માર ઘણો મારતો હતો. હ્યુટને પોતે કહ્યું છે કે, મારો મહેતાજી કશું ભણાવતો નહોતો, પણ મારા વાળ પકડીને ભીંત સાથે માથું પછાડવામાં પાછો પડતો નહિ. બે વરસ સુધી તે એ નિશાળે ગયો; તે પછી તેના બાપે તેને ઉઠાડી લેઇને એક રેશમી કાપડ વણનારને ત્યાં શીખવા મૂક્યો.

આ નવા ઠેકાણે હ્યુટનના દુ:ખનો પાર નહોતો. તેણે પોતે કહ્યું છે કે, એ વખતે મારે બડીફ્જરમાં ઊઠવું પડતું અને કસુર થાય કે ના થાય તોપણ વચ્ચે વચ્ચે શેઠ સોટી લેઇને ફરી વળતો. વળી હલકા માણસોના છોકરા ભેગું રહેવું પડતું હતું. શેઠ કશું ભણ્યો નહોતો તેમ ભણવાની તેની ઈચ્છા પણ નહોતી. એક વખતે તો તેણે મને એવી સોટી મારી હતી કે મારા બરડાની ચામડી એક ઠેકાણેથી ઊખડી ગઈ હતી. ત્યાર પછી વળી એક વખતે તે મને મારતો હતો તેવામાં સોટીની અણી બરડે ઉખડેલી ચામડીવાળા જખમ ઉપર વાગી તેથી એવો મોટો ઘા થયો કે, બધા માણસો કહેતા કે એ ઘા રૂઝાવો મુશ્કેલ છે; રહેતે રહેતે બધો બરડો કોહી જશે.

એવી રીતે હુટને સાત વરસ એ ઠેકાણે કાઢયાં. પછી તેની ચૌદ વરસની ઉમ્મરે તેના બાપે તેને ત્યાંથી ઉઠાડીને પોતાના એક ભાઈની પાસે મૂક્યો. એ માણસ નોટિંગહા-મમાં મોજા વણવાનું કામ કરતો હતો તેથી તેની પાસે ર-હીને હુટન પણ એ કામ શીખવા લાગ્યો. એ માણસ છેક નઠારો નહોતો પણ તેની સ્ત્રી ખરેખરી કર્કશા હતી. તે પોતાના ધણીને તથા તેની સાથે કામ કરનારાને ખાધાની બાબતમાં બહુ દુ:ખ દેતી.

એ પ્રમાણે દુ:ખ પડવા છતાં હુટન ત્રણ વરસ સુધી ત્યાં રહ્યો. એક દિવસ તેના કાકાએ તેને કહ્યું, ફલાણું કામ આજ તારે પૂરૂં કરવું. પણ તે દિવસે તે કામ તેનાથી પૂરૂં થયું નહિ, તેથી તે કાકાએ તેને આળસુ અને ભાન વ-ગરનો કહીને પ્રથમ બહુ તિરસ્કાર કર્યો અને પછી ઘણો ગુસ્સો કરીને છેક નિર્દય બનીને ખૂબ માર માર્યો. આથી હુટનને બહુ માઠું લાગ્યું અને ઘણું અપમાન થયું એમ તેણે માન્યું. પછી ત્યાંથી નાશી જવાનો તેણે નિશ્ચય કર્યો અને એક દિવસે લાગ મળ્યો એટલે પોતાનાં લૂગડાં લત્તાં અને વાટખરચીને માટે કાકાની પેટીમાંથી એક રૂપીઓ લેઇને છાનોમાનો ત્યાંથી જતો રહ્યો.

એ ઠેકાણેથી નાઠા પછી હુટનને એટલું બધું દુ:ખ પ-ડયું કે તે સાંભળીને રૂવાંટાં ઊભાં થાય. કોઈ ઠેકાણે તેને આશરો મળ્યો નહિ તેથી પહેલી રાત એક ખેતરમાં જઈ સુઈ રહીને કાઢી, અને વહાણું વહાયે આગળ ચાલવા

માંડ્યું. પરંતુ કેણી તરફ જવું, શી રીતે જવું, અને જઈને શું કરવું, તેનું કંઈ ઠેકાણું નહોતું.

તેણે કહ્યું છે કે, એ પ્રમાણે વિચારમાં ને વિચારમાં આખો દહાડો ભટકીને સંધ્યાકાળે હું લિચફિલ્ડની નજીક જઈ પહોચ્યો. ત્યાં નજીકમાં એક ઝુંપડું હતુ તે જોઈને મેં ધાર્યું કે આજની રાત અહિંજ ગાળીશ. પણ તેનાં બારણાં વાસેલાં હતાં તેથી હું અંદર જઈ શકયો નહિ. પછી ત્યાં બેશી પોટલી છોડીને લૂગડાં બદલ્યાં અને બીજાં લૂગડાંની એક બચકી બાંધી તે બચકી એક ઝાડને ઓઠે સંતાડીને શેહેર જોવાને ચાલ્યો. બે કલાક પછી પાછો આવ્યો અને લૂગડાં બદલી નાંખ્યાં. ત્યાંથી થોડેક દૂર એક બીજું ઝુંપડું હતું ત્યાં રહેવાનું મળશે એમ ધારીને હું ત્યાં ગયો અને તપાસ કરી તો ત્યાં પત્તો લાગે તેમ નહોતું; તેથી ત્યાંથી પાછો આવ્યો અને જોયું તો મેં સંતાડેલી લૂગડાંની બચકી કોઈ ઊઠાવી ગયું હતું. આથી હું હાબો બની ગયો અને રડવા લાગ્યો. મારો ખેદ અને રોવું સાંભળીને કેટલાક લોક મારી પાસે આવ્યા તે સઘળા મને જોઈ અને હકીકત સાંભળીને ચાલ્યા ગયા. પછી હું એકલોજ ત્યાં બેઠો બેઠો રોવા લાગ્યો. કોઈપણ માણસને કદિ પણ એવી વિપત્તિ પડી નહિ હોય. આ પ્રમાણે પરદેશમાં આવી સર્વસ્વ ખોઈને મધ્ય રાત્રે હું એકલો સીમમાં બેશી લમણે હાથ દેઈ તરેહવાર મનસુબા કરવા લાગ્યો. એક ફૂટી બદામ પણ પાસે ન મળે; કોઈની સાથે ઓળખાણ નહિ; લાભ થવાની હવે

આશા નહોતી; જલદી લાભ થાય એવો જોગ બનવાનો કંઈ સંભવ નહોતો; બીજે દહાડે ખાવાનું કંઈ પણ નહોતું; અને હવે ક્યાં જઈશ, શું કરીશ, તથા કોના આગળ મારૂં દુઃખ રડીશ તેનું કંઈ ઠેકાણું નહોતું. ઘણી વારસુધી આમ વિચાર કરતાં કરતાં ઊંઘ આવવા માંડી એટલે ત્યાંજ જમીનપર સુઈ રહ્યો અને રાત ગાળી.

વહાણું વહાયું એટલે તે ત્યાંથી ચાલ્યો અને બર્મિંગહામ શેહેરમાં ગયો. એ દિવસે કંઈપણ ખોરાક મળ્યો નહિ, પણ રસ્તે જતાંજતાં બાજુપરનાં ખેતરોમાંથી ફળ મૂળ વીણી ખાઈને પેટ ભર્યું હતું. છેવટે કંઈપણ ઉપાય સૂઝ્યો નહિ ત્યારે તેણે નિશ્ચય કર્યો કે ફરીથી બાપને શરણે જવું અને તે પ્રમાણે તે ઘેર પાછો ગયો. પણ બાપે ફરીથી તેને તેજ નિર્દય કાકાને ત્યાં મોકલી દીધો. લાચારીથી તેણે ત્યાં જઈને કાકાને કરગરીને માફી માગી અને તેણે તેને માફ કરીને પહેલાં જે કામ કરતો હતો તેજ કામ કરવાને આપ્યું.

કાકાને ઘેર આવ્યા પછી રહેતે રહેતે તેને ભણવાની ઘણી ઈચ્છા થઈ. પછી ફુરસદની વખતે ધ્યાન રાખીને તે ભણવા લાગ્યો અને ઉદ્યોગ તથા મહેનત કરીને થોડા દિવસમાં સારૂં શીખી શક્યો. ત્યારપછી તેણે કવિતા પણ કરવા માંડી.

મોજા વણવાના કામમાં મહેનત ઘણી હતી પણ તેના પ્રમાણમાં નફો નહોતો. આથી તે કાકાને ઘેરથી નાશી ગયો અને પોતાની એક બહેનને ત્યાં જઈ રહ્યો. એ બહેન ઘણી સુશીલ હતી. તે ભાઈને ઘણું ચાહાતી હતી, અને જેથી

તે સ્વતંત્ર રહી શકે અને આગળ ઉપર તેનું ભલું થાય તેને માટે ઘણો ઉદ્યોગ કરતી હતી.

**હુટન** પુસ્તકો વેચવાનો ધંધો કરવાને બહુ આતુર હતો; તેથી **નોટિંગહામ** શેહેરથી સાત ગાઉ દૂર **સાઉથવેલ** નામે એક શહેર છે ત્યાં તેણે પુસ્તકોની દુકાન માંડી. આ પહેલાં તે પુસ્તકો બાંધતાં પણ શીખ્યો હતો. અઠવાડીઆમાં ફક્ત શનિવારે તે **સાઉથવેલ** જઈ પુસ્તકો વેચતો અને કેટલીકવાર પુસ્તકો બાંધવાનું કામ પણ કરતો. શનિવારે પરોઢીએ ઊઠીને પુસ્તકોનો ગાંસડો માથે લેઈ તે **સાઉથવેલ** જતો અને દશવાગ્યે ત્યાં પહોચી દુકાન ઊઘાડી આખો દહાડો વેચતો, અને રાત્રે પાછો **નોટિંગહામ** જતો.

એ પ્રમાણે થોડાક દિવસ તેણે મહા દુઃખમાં ગાળ્યા. પછી કેટલાંક જૂનાં પુસ્તકો સસ્તાં મળ્યાં તે તેણે લીધાં, અને **સાઉથવેલ**માંની દુકાન બંધ કરી **બરમિંગહામ**માં એક દુકાન કરી. ત્યાં થોડા દિવસ એ ધંધો કર્યો એટલામાં ખર્ચ કાઢતાં ઓછામાં ઓછા બસો રૂપિઆ નફાના મળ્યા. એ પ્રમાણે થોડી થોડી સીલક થવા માંડી એટલે રહેતે રહેતે તેણે ધંધો વધારવા માંડ્યો. પછી નીતિથી ચાલી રાત દિવસ મહેનત કરીને ચાર પાંચ વરસમાં તે સારો પૈસાદાર થયો અને પરણ્યો.

આ પહેલાં તે ઘણાં કામમાં રોકાયલો રહેતો તોપણ ઉદ્યોગ અને મહેનતને લીધે સારૂં ભણ્યો હતો. અને આ વખતે પણ ઘણા કામમાં રોકાયલો હતો તે છતાં તે ગ્રંથો ર-

ચવા લાગ્યો, અને રહેતે રહેતે ઘણા ગ્રંથો બનાવીને પંડિતમાં ગણાઈ માન પામ્યો.

એ પ્રમાણે હ્યુટને મહામહા દુઃખ ભોગવ્યું તોપણ માત્ર ઉદ્યોગ અને જાતમહેનતથી વિદ્વાન, પ્રખ્યાત, અને પૈસાદાર થઇ નેવુ વરસની ઉમ્મરે મરણ પામ્યો.

જૂઓ, આ કેવો નવાઈ જેવો માણસ! છેક દુર્દશા-માં પડયો હતો તે છતાં પોતાના ઉદ્યોગ અને જાતમહે-નતથી તે કેવો પંડિત, નામજાદો, અને ગબ્બર થયો! તે-ટલા માટે જે કોઈ માણસ ઉદ્યોગ અને મહેનત કરે તે ખચિત વિદ્યા, કીર્ત્તિ, અને પૈસા મેળવી શકેજ. ખરા મ-નથી ધારીને કરેલા ઉદ્યોગ અને મહેનતથી ધારેલી ધારણા પાર પડે એમાં કંઈ શક નથી. જેને ખાત્રી થતી ના હોય તેણે અનુભવ કરી જોવો એટલે સ્પષ્ટ સમજાશે. પારકી આશાએ બેશી રહેનારનો દહાડો કદિ ન વળે.



## ઓગલવી.

ઓગલવી નાનપણમાં છેક સાધારણ લખતાં વાંચતાં શીખ્યો હતો. તેનો બાપ દેવાદાર હતો; અને દેવું બરાબર આપી શકયો નહિ તેથી લેણદારે સરકારમાં દાવો કરીને તેને કેદમાં બેસાડયો. તેથી પોતે જો થોડું થોડું પણ પેદા ન કરે તો ઓગલવીનું ગુજરાન ચાલે તેમ નહોતું. પરંતુ તે એટલું બધું ભણ્યો નહોતો કે ઝટ દઈને ધંધે વળગી શકે. તેથી

કંઈપણ ઉપાય ના જડચો ત્યારે છેવટે તેણે નાચવાનો ધંધો કરવા માંડચો અને એ ધંધામાં તે ઘણો કુશળ થયો. એ ધંધામાંથી થોડાક પૈસા ભેગા કરીને પહેલ વહેલો તેણે પોતાના બાપને કેદમાંથી છોડાવ્યો.

થોડા દિવસ પછી કંઈ પણ કારણને લીધે નાચવાનો ધંધો તેને મૂકી દેવો પડચો અને તેથી ફરીથી તે દુખી થવા લાગ્યો. એમ દુઃખમાં પડ્યા છતાં પણ થોડુંક ખરચ કરીને તેણે ફરીથી ડબલીન શેહેરમાં એક સાધારણ નાટકશાળા ઉઘાડી, અને તેથી તેને થોડો થોડો લાભ પાછો થવા લાગ્યો. પરંતુ એજ વખતે બંડ ઊઠવાથી લડાઈ જાગવાને લીધે તેની કમાણી બંધ થઈ, નાટકશાળાનો તમામ સર સામાન લુંટાઈ ગયો, અને તે પોતે પણ મરતાં મરતાં બચ્યો.

એ પ્રમાણે ઘણું દુઃખ પડયું એટલે તે લંડન શેહેરમાં જતો રહ્યો. ત્યાં કેમ્બ્રીજની પાઠશાળામાંથી પાસ થયેલા એક માણસ તરફથી સર્વ રીતે મદદ મળવાને લીધે તેણે લાટિન શીખવા માંડયું. એ વખતે તેની ઉમ્મર ચાળીશ વરસથી પણ વધારે હતી. આ પહેલાં તે સારૂં ભણ્યો નહોતો. એટલી મોટી ઉમ્મરે ભણવા માંડયા છતાં થોડા દિવસમાં તે લાટિન ભાષામાં ઘણો હોશિયાર થયો અને વર્જિલ નામે પ્રખ્યાત લાટિન કવિએ રચેલા કાવ્યનું ઈંગ્રેજી ભાષામાં કવિતારૂપે ભાષાંતર તેણે કર્યું. એ ગ્રંથ છપાયો એટલે લોકો હોંસે હોંસે તે ખરીદીને વાંચવા લાગ્યાથી તેને થોડાક રૂપીઆ નફો મળ્યો. ને તેથી તેનો ઉમંગ બહુ વધ્યો.

ગ્રીક ભાષામાં હોમર નામે મહા કવિએ રચેલાં ઈલિયડ અને અડિસી નામે બે સર્વોત્તમ કાવ્ય છે તેનું ઈંગ્રેજી ભાષામાં કવિતારૂપે ભાષાન્તર કરવાની ઓગલવીની બહુ ઈચ્છા હતી. પરંતુ ગ્રીક ભાષાનો એક અક્ષર પણ અત્યારસુધી તે જાણતો નહોતો. એ વખતે તેની ઉમ્મર ચુંવાળીસ વરસની હતી, તથાપિ તેણે ગ્રીક ભાષા શીખવા માંડી અને થોડા દિવસમાં એ ભાષા બરાબર શીખીને ઉપર કહેલાં બે કાવ્યોનાં ભાષાન્તર રચી છપાવીને પ્રસિદ્ધ કર્યાં. એ બંને ગ્રંથો પણ વિદ્વાનોમાં ઘણા વખણાયા અને સર્વ હોંસભેર તે લેવા અને વાંચવા લાગ્યા.

એટલામાં તે ફરીથી પાછો ડબલિન ગયો અને ત્યાં એક નવી નાટકશાળા સ્થાપી, તેથી તેને મનમાન્યો લાભ થયો. આ વખતે તે ઘણા સુખથી અને સ્વતંત્રતાથી રહેતો હતો અને પૈસાની જરાએ તંગી તેને ભોગવવી પડતી નહોતી. છેવટે ડબલિન શેહેરમાં તેની જમીન વગેરે જે મિલ્કત હતી તે સર્વ વેચી સાટીને તે પાછો લંડન જઈ રહ્યો. પરંતુ તેજ વખતે લંડનમાં મોટી આગ લાગી તેમાં તેનું સર્વસ્વ બળીને રાખ થઈ ગયું. એ પ્રમાણે આગમાં બધું બળી જવાથી તે પહેલાંની માફક અલ્લા એક બદામ જેવો થઈ રહ્યો.

એ પ્રમાણે ફરીથી તેને દુઃખ પડયું ખરૂં, પણ હિંમત રાખીને તે ગભરાયો નહિ. ઘણા ઉમંગભેર મહેનત કરીને પુસ્તકોનાં ભાષાન્તર કરવા વગેરેનું કામ ઝપાટાબંધ

કરવા લાગ્યો, અને થોડાક પૈસા પાસે થયા એટલે ફરીથી ઘરબાર વસાવ્યાં અને એક છાપખાનું પણ કર્યું. એ છાપખાનાની પેદાશને લીધે ફરીથી તે પૈસાદાર થયો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેની ઉમ્મર છોતેર વર્ષની હતી.

જુઓ, ઓગલવી કેવો દાખલો લેવા જોગ માણસ થઈ ગયો! તે કેટલીક વાર કેટલાંક દુઃખ અને વિપત્તિમાં પડયો, તોપણ ઉમંગભેર મહેનત કરીને દરેક વખતે પાછો ઠેકાણે આવ્યો. ચાળીસ વરસની ઉમ્મર થઈ ગયા પછી તેણે લાટિન ભાષા શીખવા માંડી અને એ ભાષાનો જબરો પંડિત થયો, તે, તેના ઉમંગ અને અખંડ ઉદ્યોગને લીધેજ. એજ ગુણોને લીધે ચુંવાળીસ વરસની ઉમ્મરે તેણે ગ્રીક ભાષા શીખવા માંડી અને તેમાં પણ જબરો વિદ્વાન થયો. વળી આગમાં તેનું સર્વસ્વ બળી ગયું હતું તોપણ તેણે ઉત્સાહ અને મહેનતથી ફરી વાર સર્વ સંપડાવ્યું અને જીંદગીનો પાછલો વખત સુખમાં અને સ્વતંત્રતામાં ગાળ્યો. સારાંશ એ કે, ઉમંગભેર મહેનત કરવાથીજ ઘરડો થઇને પણ તે ઘણું ભણ્યો હતો અને સુખી તથા સ્વતંત્ર થયો હતો. જો તેણે ઉદ્યોગી થઇને ઉમંગભેર મહેનત કરી નાહોત તો તે એટલી મોટી ઉમ્મરે ભણીને વિદ્વાન થાત નહિ અને તેના દુઃખનો પણ પાર ના રહેત.

તેટલા માટે ઉમંગ અને મહેનત એજ વિદ્યા અને સંપત્તિનાં મૂળ છે, એમાં સંશય નથી.



# લીડન.

સ્કોટલાંડ દેશના દક્ષિણ ભાગમાં ડેન્હલમ નામે ગામ છે ત્યાં **લીડન** જન્મો હતો. તે ઘણાં ગરીબ માબાપનો દીકરો હતો. તેનો બાપ **જૉન** મજુરી કરીને જે રોજી મેળવતો તેનાથી મહા મહેનતે કુટુંબનું ગુજરાન કરતો હતો.

**લીડન**નો જન્મ થયા પછી એક વરસ કેડે તેનો બાપ કુટુંબ સહિત સસરાને ઘેર જઈ રહ્યો. ત્યાં તેણે સોળ વરસ ગાળ્યાં. એ સોળમાંથી કેટલાંક વરસ તેણે બકરાં પાળવાનો ધંધો કર્યો, અને કેટલાંક વરસ સસરાના ખેતરનું સર્વ કામકાજ કરતો હતો. તેનો સસરો આંધળો થયો હતો તેથી તે ખેતરનું કાંઈપણ કામ કરી શકતો નહોતો.

એ ઠેકાણે **લીડને** તેની વડીઆઈ (માની મા) પાસે લખતાં વાંચતાં શીખવા માંડયું હતું. થોડુંક ભણ્યા પછી પૂરતો વિદ્યાભ્યાસ કરવાને તેને ઘણો ઉમંગ થયો, તેથી થોડા દિવસમાં તેણે ઠીક અભ્યાસ કર્યો. કોઈપણ નિશાળમાં દાખલ થયા શિવાય સારી રીતે શીખી શકાય નહિ. પરંતુ બાપની ગરીબાઈને લીધે કેટલાક વખત સુધી એ જોગ બન્યો નહિ. પછી જ્યારે તે દશ વરશનો થયો ત્યારે તેને એક નિશાળે બેસાડ્યો.

કેટલાક દિવસ પછી એ નિશાળનો શિક્ષક મરણ પામ્યો, તેથી **લીડન**ને ભણવાની જે જોગવાઈ થઈ હતી તે ભાગી પડી. પરંતુ તેના મનમાં ઘણો ઉમંગ હતો તેથી જોગવાઈ ભાગી પડ્યા છતાં પણ ભણવા ગણવાનું તેણે છોડી દીધું નહિ. બીજાની મદદ સિવાય પણ પોતે જાતે એ-

હદ મહેનત અને પ્રયત્ન કરીને સારી રીતે શીખવા લાગ્યો. એ ડેન્‌હલમ ગામમાં ડંકન નામે એક પાદરી હતો તેણે કેટલાક દિવસ સુધી **લી**ડનને **લા**ટિન ભણાવ્યું; તે પછી તે પોતે જાતે મેહેનત કરીને **ગ્રી**ક ભાષા શીખ્યો.

**સ્કાટ**લાંડના ખેડુતો જે છોકરાને બુદ્ધિમાન અને ભણવામાં ઉમંગી દેખે તેને પાદરી બનાવવાની કોશીશ કરતા. તેનું કારણ એ કે બીજાં કામ કરતાં પાદરીનું કામ સહેજ થઈ શકે. વિદ્યાભ્યાસ કરવામાં **લી**ડનને ઉમંગી, મેહેનતુ અને સહનશીલ જોઈને તેના બાપે ધાર્યું હતું કે એને પાદરી બનાવવો; અને તેથી કરીને એ કામને માટે ઉપયોગી ભણતર ભણાવવા સારૂ તેણે તેને **એ**ડીનબરોની પાઠશાળામાં દાખલ કરાવ્યો.

**લી**ડનને ભણવાને માટે જેવી જોઈએ તેવી જોગવાઈ અત્યારસુધી મળી નહોતી, તેથી આ વખતે કોલેજમાં દાખલ થઈને તન તોડીને મહેનત કરી ધ્યાન દેઈને શીખવા લાગ્યો. કેટલાંક દિવસ પાઠશાળામાં રહી આશ્ચર્યકારક મેહેનત કરીને તે **લા**ટિન, **ગ્રી**ક, **ફ્રેં**ચ, **જર્મ**ન, **સ્પા**નિશ, ઈટાલીય, પ્રાચીન **આઈ**સ્‌લાંડિક, **હિબ્રુ**, **આ**રબ્બી, અને **ફા**રસી, એ દશ ભાષાઓ, અને ધર્મનીતિ તથા ગણિતવિદ્યા ઉત્તમ રીતે શીખ્યો. તે સિવાય પદાર્થવિદ્યા અને ઉપયોગી વૈદક વગેરે પણ શીખ્યો. પાદરી થવાને માટે જે વિદ્યાભ્યાસ કરે તેને એ પાઠશાળામાં મફત ભણાવતા તેથી **લી**ડન એટલું શીખી શક્યો હતો.

એ પ્રમાણે પાંચ છ વર્ષ સુધી પાઠશાળામાં રહીને તેણે ઘણો વિદ્યાભ્યાસ કર્યો, પરંતુ પૈસાની તંગીને લીધે તેને ઘણી ઘણી હરકતો વેઠવી પડી હતી. જે પુસ્તકો તેને ભણવા માટે જોઈતાં તેમાંનાં ઘણાંખરાં બીજા પાસેથી માગી લેઇને કામ ચલાવતો; અને જે પુસ્તકો માગ્યાં મળતાં નહિ તે વેચાથી લેવાં પડતાં. પણ તેને માટે જોઈતા પૈસા તેની પાસે નહોતા, તેથી જે થોડા પૈસા તેને મળતા હતા તેમાંથી ખાવાપીવામાં દુઃખ વેઠીને કંઈ કંઈ બચાવતો અને તે પૈસાનાં પુસ્તકો લેતો. તેનું દુઃખ જોઇને પાઠશાળાના એક શિક્ષકે મેહેરબાની કરીને એક ઠેકાણે ભણાવવાની ગોઠવણ કરી આપી તેથી તેને ઘણી અનુકૂળતા થઈ પડી. છોકરાને ભણાવતાં જે વખત બચતો તે વખતે તે એક ચિત્તે પોતાના અભ્યાસનું કામ કરતો હતો.

આમ અસાધારણ ઉદ્યોગ અને અસાધારણ મહેનત કરીને લીડને વિદ્યાભ્યાસ કર્યો તેથી લોકોમાં તે ઘણો પ્રખ્યાત થયો. તેની મહેનત અને તેના અભ્યાસની વાત જે કોઈ સાંભળતા તે આશ્ચર્ય પામીને તેનાં વખાણ કરતા હતા. રહેતે રહેતે તે ભાગના વિદ્વાન અને વિદ્યા ઉપર ભાવ રાખનાર સારા માણસો સાથે તેને ઓળખાણ થયું. તેઓ સર્વે તેની સાથે સારો સ્નેહ રાખતા તથા તેને બહુ ચાહાતા અને જેથી તેનું ભલું થાય તેમ કરવાને ઘણો ઉદ્યોગ કરતા હતા.

કેટલાક દિવસ પછી તેણે પાદરીનું કામ કરવા માંડ્યું. પરંતુ તે કામ તેને પસંદ પડ્યું નહિ તેથી થોડા દિવસમાંજ

તે છોડી દીધું; અને ધાર્યું કે કવિતાઓ રચીશ અને તેના વેચાણમાંથી જે મળશે તેમાંથી ગુજરાન ચલાવીશ. પરંતુ એ ધંધામાંથી જે નફો થાય તેમાંથી ગુજરાન ચાલવું મુશ્કેલ હતું, તેથી કોઈ પણ ફાયદાકારક કામમાં તેને દાખલ કરાવવાને તેના મિત્રો તજવીજ કરતા હતા. તે ઉપરથી તે લોકોએ હિંદુસ્તાનનો કારભાર તપાસનાર સભાને **લીડનની** વિદ્યા, બુદ્ધિ અને સ્વભાવથી માહિતગાર કરી, અને તેને હિંદુસ્તાનમાં મોકલી કોઈપણ કામ ઉપર નિમવાની ભલામણ કરી.

તે વખતે હિંદુસ્તાનના દાકતરી ખાતામાં તેને માટે જોગવાઈ થાય તેમ હતું. પરંતુ વૈદ્યવિદ્યાની પરીક્ષા આપી પાસ થયા વિના દાકતરની નોકરી મળી શકે નહિ. **લીડન** પહેલાં થોડુંક વૈદુ શીખ્યો હતો, તેથી આ વખતે તેણે તન મનથી મેહેનત કરીને રીતસર દાકતરી વિદ્યા શીખવા માંડી અને રાત દિવસ મેહેનત કરીને થોડા દિવસમાં એ વિદ્યા શીખી પરીક્ષા આપીને પાસ થયો. અને પછી તરતજ દાકતર થઈને હિંદુસ્તાનમાં આવ્યો.

પ્રથમ તેને મદ્રાસમાં જગ્યા મળી. પરંતુ ત્યાંનાં હવા પાણી તેને માફક આવ્યાં નહિ, તેથી થોડા વખતમાં ઘણા રોગથી હેરાન થવાને લીધે **મલાકા** બેટમાં જઈ રહ્યો. ત્યાં રહેવાથી શરીર સુધર્યા પછી તે કલકત્તા ગયો; ત્યાં તે વખતના **ગવર્નર જનરલ લાર્ડ મિન્ટોએ** તેના ગુણ અને હોશિયારીથી ખુશી થઈને **ફોર્ટ વિલિયમ** કાલેજ (પાઠશાળા)માં તેને પ્રોફેસર ( શિક્ષક ) નીમ્યો. ત્યારબાદ કેટલાક દિવસે તે **ચોવીસ** પરગણાનો જજ્જ થયો.

આ નવી જગ્યાએ તેને વધારે પગાર મળતો હતો. ઘણા પૈસા મળવાથી કેટલાક માણસો સાહેબી ભોગવવા મંડી જાય છે, પણ **લીડન** તેવો માણસ નહોતો. સાહેબી ભોગવવામાં તે કંઈ પણ ખરચ કરતો નહોતો, પણ રીતસર ખરચ કરતાં જે બચતું તેમાંનો ઘણો ભાગ આ દેશની ભાષાઓ અને વિદ્યા શીખવામાં તથા દેશી ભાષાનાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં ખરચતો હતો. આ દેશની ભાષાઓ અને વિદ્યા શીખવાને તે બહુજ ઉદ્યોગ કરતો અને ફુરસદની એક ઘડી પણ નકામી જવા ના દેતાં તે કામમાંજ મંડયો રહેતો. એક વખતે તેણે પોતાના એક મિત્રને લખેલા પત્રમાં એવું જણાવ્યું હતું કે, જો હું **સર વિલિયમ જોન્સ** કરતાં સોગણું વધારે ના શીખું તો હું મરૂં ત્યારે મારા માટે કોઈએ પણ રડવું નહિ.

કેટલાક દિવસ પછી ગવર્નર જનરલ લશ્કર લેઇને **જાવા** બેટમાં લડાઈ કરવા ગયો. અને **લીડન** એ દેશની ભાષા, વિદ્યા, નીતિ, રીતભાત વગેરે જાણતો હતો તેથી તેને પણ સાથે લીધો. એ બેટનાં હવા પાણી બહુજ રોગિષ્ટ હોવાથી કેટલાક દિવસ ત્યાં રહેવા પછી તેને (**લીડનને**) કંપવા અને તાવ શરૂ થયો, તેથી એકદમ ખાટલા વશ થયો અને ત્રણજ દિવસમાં મરણ પામ્યો. એ વખતે તેની ઉમ્મર માત્ર છત્રીસ વરસની હતી.

**લીડન** ગરીબ માબાપનો છોકરો હતો. તેનાં માબાપની એટલી ગુંજાશ નહોતી કે તેને સારો વિદ્યાભ્યાસ કરાવે. તો-

પણ જુઓ, તે કેટલી ભાષાઓ અને કેટલી વિદ્યાઓ શીખ્યો હતો! એમ થવાનું કારણ બીજું કાંઇજ નહોતું, પણ માત્ર અસાધારણ ઉદ્યોગ અને અસાધારણ મહેનતને લીધેજ તે એવો વિદ્વાન અને હોશિયાર થયો હતો. ખરા મનથી જે વિદ્યા ભણવા ચહાય તે ખચિત વિદ્વાન થયા વિના રહેજ નહિ. રસ્તે ચાલતાં ખાડા ટેકરા કે રેતી અને નદી નાળાં આવે તેથી કંટાળીને જે માણસ મુસાફરી કરવાનું છોડી દે તે માણસ જેમ ધારેલે ઠેકાણે જઈ શકે નહિ, તેમ, વિદ્યા શીખવામાં નડતી અનેક અડચણોથી હારી જઇને અને દુઃખથી કાયર થઇને અથવા આળસ કરીને જે માણસ અભ્યાસ છોડી દે તે કદિ પણ શીખી શકવાના નહિ. એ કામ તો જે अर्थं साधयामि वा देहं पातयामि ( ધારેલી ધારણા પાર પાડીશ અથવા મરીશ) એમ ધારીને કરે અને આગ્રહ, ઉદ્યોગતથા મેહેનતથી છેવટ સુધી મંડયો રહે તેનાથીજ પાર પડે.



## જેન્કિન્સ.

કાફ્રી જાતના લોક ઘણા અજ્ઞાન હોવાથી કંઈ પણ વિદ્યાભ્યાસ કરતા નથી. ઘણા માણસો એમ ધારે છે કે, એ જાતના લોકોની બુદ્ધિ એટલી થોડી હોય છે કે તેઓ કંઈ પણ વિદ્યા ભણી શકે નહિ. પરંતુ આ નીચે જે વૃત્તાંત લખવામાં આવે છે તે વાંચ્યાથી એવો વહેમ દૂર થશે.

એક કાફ્રી રાજાના રાજ્યમાં ઇંગ્રેજો વેપાર કરવા

માટે જતા હતા. તેમના સહવાસથી એ રાજાના જાણવામાં આવ્યું કે, વિદ્યા ભણવાને લીધેજ યૂરોપીઅન લોકો મારા જાતભાઈ કાફરીઓ કરતાં સર્વ વાતે ચઢિઆતા છે. આથી તે પોતાના કુંવરને ભણાવવા માટે બહુ આતુર થયો, અને **સ્વાન**સ્ટન નામના **સ્કાટ**લાંડના રહેવાસી એક વહાણના નાખોદા (કપતાન)ને તેણે કહ્યું કે, જો તમે મારા કુંવરને તમારે દેશ લેઈ જઈ સારી પેઠે ભણાવીને પાછો લાવશો તો હું તમને ભારે ઈનામ આપીશ. **સ્વાન**સ્ટને એ વાત કબૂલ કરી.

પછી તે નાખોદા એ રાજકુંવરને પોતાને દેશ લેઈ ગયો અને તેને વિદ્યાભ્યાસ કરાવવાને યોગ્ય વ્યવસ્થા કરવાની વેતરણ કરે છે તેટલામાં એકદમ તે મરણ પામ્યો. તેના અચાનક મોતથી **કાફ**રી રાજકુંવર મહા વિપત્તિમાં આવી પડ્યો. જેની સાથે તે પરદેશમાં આવ્યો હતો તેનું મોત થયું એટલે ત્યાં તેને ખાવા પીવાની અને ભણવાની ગોઠવણ કરી આપનાર કોઈ નહિ હોવાથી હવે તેણે ક્યાં જવું અને શું કરવું તેનું કાંઈ પણ ઠેકાણું નહોતું.

જે મુસાફરખાનામાં **સ્વાન**સ્ટન મરણ પામ્યો હતો તેજ મુસાફરખાનામાં **કાફ**રી રાજકુંવર થોડાક દિવસ રહ્યો. એ મુસાફરખાનાની માલિક એક બાઈ હતી તેણે એ રાજકુંવરને કેવળ નિરાધાર થયેલો જોઈ દયા આણીને થોડાક દિવસ સુધી ખવરાવ્યું હતું.

તે પછી **સ્વાન**સ્ટનનો એક નજીકનો સગો જે ખેતીનું કામ કરતો હતો તે એ મુસાફરખાનામાં આવીને એ

રાજકુંવરને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં રહીને તે કુંવરે કેટલાક દિવસ સુધી ઢોરાં ચારવાનું કામ કર્યું.

એ કુંવરનું નામ જાણવામાં નહિ હોવાથી સ્વાનસ્ટને તેનું નામ જેન્કિન્સ પાડ્યું હતું અને તેથી બધા લોકો તેને એજ નામથી ઓળખતા હતા. શરીરે તે ઘણો મજબૂત હતો. લેડલા નામે એક માણસને તેની દયા આવી તેથી તેણે તેને પોતાને ઘેર લેઈ જઈને રાખ્યો. આ નવે ઘેર જેન્કિન્સ સર્વ કામ કાજ કરવા લાગ્યો. કોઈ વાર તે ઢોર ચરાવતો, કોઈ વાર ખેતીનું કામ કરતો, અને કોઈ વાર ઘોડાના ખાસદારનું કામ કરતો. તે ઘણો બુદ્ધિમાન હતો તેથી તેને એક ખાસ કામ એ સોંપવામાં આવ્યું હતું કે શેહેરની સર્વ ખબર અંતર લેઈને હાઈડીક નામની જગાએ જવું.

એજ વખતે વિદ્યા ભણવા માટે જેન્કિન્સને પહેલ વહેલી ઈચ્છા થઈ. તેને બરાબર યાદ હતું કે, વિદ્યાભ્યાસ કરવા માટે મારા બાપે મને અહિં મોકલ્યો છે. પરંતુ પરદેશમાં આવ્યા પછી તેની જે દુર્દશા થઈ હતી તેથી વિદ્યા ભણવાની સર્વ આશા તેણે છોડી દીધી હતી. તથાપિ તેણે ધારી રાખ્યું હતું કે, જે વખતે કંઈપણ લાગ મળશે તે વખતે બની શકશે ત્યાંસુધી બાપની ઈચ્છા પાર પાડીશ. લેડલાને ત્યાં આવ્યા પછી તેના છોકરાને ભણતા જોઈને તેને પણ ભણવાની ઘણી ઈચ્છા થઈ. પછી જ્યારે સારો લાગ મળ્યો ત્યારે તેણે એ છોકરા પાસેથી શીખવા માંડ્યું. પરંતુ દિવસે તેને નવરાશ મળતી નહિ, તેથી સર્વ કામથી પ-

રવાર્યા પછી જ્યારે સૂવાનો વખત થતો ત્યારે મોડી રાત સુધી જાગીને તે વાંચતાં લખતાં શીખતો.

એ પ્રમાણે વિદ્યાભ્યાસ કરવામાં તેનું મન લાગેલું જોઈને લેડલાએ તેને એક રાતની નિશાળમાં દાખલ કરાવ્યો; તેથી આખો દિવસ કામ કર્યા પછી રાત્રે તે એ નિશાળમાં ભણવા જતો. થોડા દિવસમાં તો તેણે એવો અભ્યાસ કર્યો કે તેથી બધા લોક આશ્ચર્ય પામવા લાગ્યા. આ વખતે એક સરખી ઉમ્મરના છોકરા સાથે તેને દોસ્તી થઈ. એ છોકરાએ તેને (જેન્કિન્સને) ભણવાને માટે સારી સોઈકરી આપી હતી.

કેટલાક દિવસ પછી મનકિફ નામે એક પુરૂષની સાથે તેને ઓળખાણ થયું. એ માણસ ઘણો દયાળુ અને સારા સ્વભાવનો હતો. જ્યારથી ઓળખાણ થઈ ત્યારથી જેન્કિન્સની સાથે તે સારો સ્નેહ રાખતો અને તેને ભણવાના કામમાં પણ ઘણી અનુકૂળતા કરી આપતો. એ પ્રમાણે પોતાના જોડીઆ દોસ્તદાર અને આ દયાળુ પુરૂષની સહાયતાથી તથા બેહદ મહેનત કરીને એક રીતે તેણે ધારેલી ધારણા પાર પાડી.

આ વખતે નજીકની એક નિશાળના શિક્ષકની જગ્યા ખાલી થઈ. એ શિક્ષક નીમવાનું જેમના હાથમાં હતું તેમણે એ જગ્યા માટેના ઉમેદવારોની પરીક્ષા લેવાનો દિવસ મુકરર કર્યો. જેન્કિન્સ પણ ઠરાવેલા દિવસે પરીક્ષા આપવા ત્યાં ગયો અને જેટલા ઉમેદવાર આવ્યા હતા તે સર્વમાં પહેલે નંબરે પાસ થયો. તે વખતે "એ જગ્યા મને મળશે" એમ

ધારીને ખુશી થતો થતો તે ઘેર ગયો.

આ પ્રમાણે જેન્કિન્સ પાસ થયો ખરો, પરંતુ નિશાળના કારભારીઓએ તેને એ જગ્યાએ નીમવાની ના પાડી. એક કાફરીને શિક્ષકની જગ્યા આપવી તે અઘટતું છે એમ ધારીને તેમણે બીજા એક માણસને નિમ્યો. આથી જેન્કિન્સને ઘણો બળાપો થયો. પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા છતાં તેને જગ્યા આપી નહિ તેથી તે ભાગના સમજુ માણસો ઘણા નાખુશ થયા, અને તેમણે તેજ નિશાળની પાસે એક નવી નિશાળ સ્થાપન કરીને જેન્કિન્સને તેનો શિક્ષક નિમ્યો. ત્યાં તેણે એવી સરસ રીતે શીખવવા માંડયું કે પહેલાંની નિશાળના તમામ નિશાળીઆ તેની પાસે ભણવા આવ્યા.

એ પ્રમાણે શિક્ષકનું કામ કરવા માંડ્યા છતાં તેણે પોતાનો અભ્યાસ ચાલતોજ રાખ્યો હતો. થોડેક દૂર એક પાઠશાળા હતી ત્યાંનો વિદ્યાગુરૂ મોટો પંડિત હતો; તેની પાસે દર શનિવારે જઇને પોતે કરેલા અભ્યાસની પરીક્ષા આપી આવતો. બે ત્રણ વરસ નોકરી કરીને તેણે થોડીક મૂડી પણ કરી.

અત્યાર સુધીમાં તે જેટલું શીખ્યો હતો તેટલાથીજ પંડિત કહેવાઇ શકે. પરંતુ તે પોતે તેથી સંતોષ પામતો નહિ. હજુ પણ વધારે ભણવાનો તેને અભિલાષ હતો. તેણે મન સાથે નક્કી કરી રાખ્યું હતું કે, કેટલાક દિવસને માટે અવેજી માણસ મૂકીને રજા લેઇશ અને કોઈ મોટી પાઠશાળામાં દાખલ થઈ વિશેષ વિદ્યાભ્યાસ કરીશ.

પછી પોતાની નિશાળના કારભારીઓને તેણે પોતાની ઈચ્છા જાહેર કરી. એ લોકો તેને ઘણું ચહાતા અને માન આપતા હતા, તેથી તેમણે ખુશીથી તેના માગ્યા મુજબ રજા આપી. પછી પોતાને મુખ્ય મદદ કરનાર પરમ દયાળુ પુરૂષ મનક્રિફની સાથે વિચાર કરીને તે એડિનબરો શેહેરમાં ગયો અને ત્યાંની પાઠશાળામાં દાખલ થઈને આખો શિયાળો ત્યાં રહી જૂદીજૂદી વિદ્યાઓ સારી રીતે શીખ્યો. વસંત ઋતુ બેઠી એટલે તે કોલેજ છોડીને પાછો આવ્યો અને ફરીથી પોતાની નિશાળનું કામ પહેલાંની પેઠેજ નિયમસર અને મન દેઈને કરવા લાગ્યો.

જેન્કિન્સ સ્વભાવે ઘણો સુશીલ, સદાચરણી, નમ્ર, અહંકાર વિનાનો અને ધાર્મિષ્ટ હતો. પોતાના કામમાં તે ખૂબ ધ્યાન રાખતો. ઢોર ચારવાના, કે ખેતીના, કે શિક્ષકના જેજે કામમાં તે પડ્યો હતો તેતે કામ તેણે કદિપણ જરાએ આળસ કે અણગમો નહિ આણતાં પૂરતા પ્રયત્નથી અને લક્ષ દેઈને કર્યું હતું. અને તેથી સર્વ લોક તેને ઘણું ચહાતા અને તેના ઉપર ઘણો સ્નેહ રાખતા હતા.

એકંદર વિચાર કરવાથી માલૂમ પડશે કે, જેન્કિન્સ ઘણો નવાઈ જેવો પુરૂષ હતો. વિદ્યા ભણવાને માટે તેના બાપે તેને પરદેશ મોકલ્યો હતો. જે માણસ તેને તેડી લાવ્યો હતો તે એકાએક મરણ પામ્યાથી સર્વ વાતે તે નોધારો થઈ પડ્યો હતો. તે વખતે કોઈની સાથે તેને ઓળખાણ નહોતું, કંઈપણ વાત તે સમજી શકતો નહિ, તેને

ખવરાવે પીવરાવે તેવો કોઈ માણસ નહોતો, અને ક્યાં જવું તથા શું કરવું તેનું કાંઈપણ ઠેકાણું નહોતું. જે માણસોએ દયા કરીને તેને ધાન લૂગડાં આપ્યાં તેમને ત્યાં રહીને ઢોર ચારવાનું, ખેતીનું અને ખાસદારનું કામ તે કરતો હતો. કોઈપણ રાજકુંવર કદિપણ એવી દુર્દશા ભોગવે નહિ. આટલી બધી અડચણો હતી તે છતાં ઈચ્છા અને યત્નથી વિદ્યાભ્યાસ કરીને તે પંડિત બન્યો હતો.

જે એમ ધારતા હોય કે દુઃખ પડ્યાથી વિદ્યાભ્યાસ થઈ શકે નહિ, અથવા દુઃખ પડે એટલે ભણવાનું છોડી દેવું પડે, તેમણે જેન્કિન્સનું આ વૃત્તાન્ત જરૂર વાંચવું જોઈએ.

## વિલિયમ ગિફોર્ડ.

ઇંગ્લાંડ દેશના ડેવનશાયર પરગણામાં અશવર્ટન નામે એક શેહેર છે ત્યાં ગિફોર્ડનો જન્મ થયો હતો. તેનો બાપ આબરૂદાર અને પૈસાવાળો હતો, પરંતુ નાદાનિયત અને ઉડાઉપણાને લીધે કેવળ નીચોવાઈ ગયાથી ચાળીસ વરસની ઉમ્મર થયા પહેલાં તે મરણ પામ્યો. એ વખતે ગિફોર્ડ માત્ર તેર વરસનો હોવાથી અતિશય દુઃખમાં આવી પડયો. તેના બાપે સરસ્વ ઉડાવી દીધું હતું તેથી ગુજરાન ચલાવવાનો કાંઈ પણ આધાર નહોતો; તેમજ એવો કોઈ સંબંધી પણ નહોતો કે તે તેનું ભરણપોષણ કરે.

કારલાઈલ નામે એક પુરૂષ તેનો સંબંધી હતો, તેણે ગિફોર્ડને કહ્યું, મેં તારી માને કેટલાક રૂપિઆ મૂકવા આ-

પ્યા છે તે તેણે મને પાછા આપ્યા નથી. આવો છળ કરીને જે કાંઈ બાકી રહ્યું હતું તે તેણે લઈ લીધું અને તેને (ગિફોર્ડને) પોતાને ઘેર લઈ જઈને રાખ્યો. અત્યાર પહેલાં તે થોડુંક લખતાં વાંચતાં શીખ્યો હતો; અને કારલાઈલે પણ તેને એક નિશાળે ભણવા મૂક્યો. પરંતુ "હવે મારાથી વધારે ખરચ થઈ શકશે નહિ" એમ કહીને ત્રણ ચાર મહિનામાં તેને પાછો ઉઠાડી લીધો અને તેની પાસે ખેતી કરાવવાનું નક્કી કર્યું. પણ અગાઉ તેની છાતીમાં માર વાગેલો હોવાથી હળ ખેડવા વગેરે ભારે મહેનતનાં કામ તેનાથી થવાં મુશ્કેલ હતાં તેથી તેને ખેડૂત બનાવવાનો વિચાર તેણે (કારલાઈલે) માંડી વાળ્યો. પછી તેણે એક માણસને વિનંતિ કરી કે ગિફોર્ડને તમારે ત્યાં નોકર રાખો. એ માણસ ઘણે દૂર દેશાવરમાં વેપાર કરતો હતો તેથી ગિફોર્ડને નોકર રાખીને પોતાની સાથે વેપારનાં ઠેકાણે લઈ જવાનો હતો, પરંતુ તેની ઉમ્મર તેને ઘણી ન્હાની લાગી તેથી કારલાઈલની વિનંતિ તેણે કબૂલ કરી નહિ.

તે પછી કારલાઈલે તેને બ્રિક્સહામ બંદર ઉપર એક વહાણમાં નોકર રખાવ્યો. ગિફોર્ડે કહ્યું છે કે, વહાણમાં નોકર રહેવાથી જો કે હું બહુજ દુઃખી થતો હતો, તોપણ મારાથી લખી વાંચી શકાતું નહિ એ દુઃખ બીજાં બધાં દુઃખ કરતાં મને વધારે લાગતું હતું. કારલાઈલ તેને વહાણમાં નોકર રાખી ગયા પછી એકવાર પણ ખબર કાઢવા ગયો નહોતો.

બ્રિક્સહામ જીલ્લાની સ્ત્રીઓ માછલાં વેચવા માટે અઠવા-

ડિયામાં બેવાર અશવર્ટન જતી હતી, તેઓ ગિફોર્ડનું દુઃખ જોઈ ઘણી દિલગીર થઇને અશવર્ટનના સઘળા લોકોની આગળ તે સંબંધી વાતો કરતી હતી. એ વાતો સાંભળીને ગિફોર્ડના કેટલાક સંબંધીઓ કારલાઈલની નિંદા કરવા લાગ્યા તેથી કારલાઈલે તેને વાહાણુપરથી પાછો લેઈ જઈને ફરીથી એક નિશાળે ભણુવા મૂક્યો.

ભણુવા માટે ગિફોર્ડ ઘણો આતુર હતો તેથી આ વખતે નિશાળમાં દાખલ થઈ પુષ્કળ યત્ન અને મહેનત કરીને તે અભ્યાસ કરવા લાગ્યો. તેણે કહ્યું છે કે, "થોડા દિવસમાં હું એટલું બધું શીખ્યો કે મારી નિશાળમાં વડો નિશાળીઓ ગણાવા લાગ્યો અને જરૂર પડે ત્યારે શિક્ષકના કામમાં મદદ કરતો, તેથી શિક્ષક પણુ મને કંઈ કંઈ આપતો હતો. મેં મારા મનમાં ધાર્યું હતું કે રીતસર તેના મદદગાર થવું અને પુરસદને વખતે કેટલાક નિશાળીઆને પણુ ભણાવવા. એમ એવડું કામ કરવાથી જે મળશે તેમાંથી મારે ખાવાપીવાનું, લૂગડાં લત્તાંનું, અને વિદ્યાભ્યાસ કરવાનું ખરચ સહજ નીકળી જશે. વળી મારો શિક્ષક ઘરડો અને આજારી થઈ ગયો હતો તેથી તે લાંબા દહાડા કાઢે એમ લાગતું નહોતું. માટે મેં આશા રાખી હતી કે જ્યારે તે મરણુ પામશે ત્યારે હું તેની જગ્યાએ ગોઠવાઈ શકીશ. આ વખતે મારી ઉમ્મર માત્ર પંદર વરસની હતી.

આ બધી હકીકત મેં કારલાઈલને જણાવી, તે સાંભળીને તેણે ઘણા તિરસ્કારથી કહ્યું કે, તું જેટલું જોઈએ તે-

ટલું ભણી ચૂક્યો છું; જેટલું શીખવાની જરૂર હતી તે કરતાં પણ વધારે શિક્ષણ તેં મેળવ્યું છે. મારી જે ફરજ હતી તે મેં બજાવી. હવે તને એક જોડા બનાવનારની દુકાને મુકુંછું. ત્યાં રહી ધ્યાન દેઈને કામ શીખીશ તો આગળ ઉપર તારૂં ગુજરાન સેહેજ ચલાવી શકીશ. કારભાઇલનું આવું કહેવું સાંભળીને હું ઘણો દિલગિર થયો. એવો હલકો ધંધો કરવાને મારી જરાએ મરજી નહોતી, પરંતુ તેજ વખતે એવી નામરજી દેખાડવાનું સાહસ હું કરી શક્યો નહિ. પછી છ વરસની બોલીએ એક મોચીની દુકાને હું રહ્યો.

એવા હલકા ધંધા ઉપર મને ઘણો ધિક્કાર હતો તેથી તે શીખવાને ઉદ્યોગ અને ઉત્સાહ થતો નહોતો, તેમજ વિદ્યાભ્યાસ કરવાનું પણ બની શકતું નહિ. શિક્ષક મરી જશે ત્યારે તેની જગ્યાએ હું નિમાઈશ એવી જે આશા પ્રથમ હું રાખતો હતો તે આશા અત્યારે પણ છોડાતી નહોતી. અને તેટલા માટે કામમાંથી નવરાશ મળે ત્યારે હું અભ્યાસ કરવા બેસતો, પરંતુ કમનસિબે જરાએ ફુરસદ મળતી નહોતી. નવરાશના વખતે મને વાંચવા બેઠેલો જોઈને શેઠ ઘણો નાખુશ થતો અને મને નવરાશજ નામળે એવી પેરવી કરતો. શા કારણથી તે એમ કરે છે તે પ્રથમ તો હું સમજી શક્યો નહિ. પરંતુ તજવીજ કરતાં છેવટે મારા જાણવામાં આવ્યું કે જે જગ્યા મેળવવાની આશાથી હું ભણવાનો ઉદ્યોગ કરતો હતો, તે જગ્યા ઉપર તેના નાના છોકરાની ગોઠવણ કરાવવાની તે ખૂબ તજવીજ કરતો હતો.

આ વખતે એક સ્ત્રીએ દયા કરીને **બીજ**ગણિતનું એક પુસ્તક મને આપ્યું હતું, તે સિવાય બીજું કોઈ પણ પુસ્તક મારી પાસે નહોતું. પ્રથમ ઉપક્રમણિકા શીખ્યા વિના એ પુસ્તક શીખી શકાય તેમ નહોતું, પરંતુ તે પુસ્તક મારી પાસે નહોતું, તેમ તે ખરીદ કરી શકું એટલા પૈસા પણ નહોતા. મારા શેઠે તેના દીકરાને એવું એક પુસ્તક લેઇ આપ્યું હતું, પરંતુ તે એવી સાવચેતીથી સંતાડી રાખતો હતો કે કોઈપણ રીતે તે મારા જોવામાં પણ આવે નહિ. છેવટે જે ઠેકાણે એ પુસ્તક તે સંતાડી રાખતો હતો તે ઠેકાણું મેં શોધી કાઢ્યું અને કેટલાક દિવસ સુધી આખી રાતના ઉજાગરા કરીને, તે જાણે નહિ તેવી રીતે, બધું વાંચી લીધું.

એ પુસ્તક વાંચવાથી બીજગણિત ભણવાને હું લાયક થયો અને મહેનત કરીને તે ભણવા લાગ્યો; પરંતુ તેમાં ઘણી અડચણો નડી. આંકડા માંડવાને માટે કાગળ, કલમ અને શાહી અવશ્યે જોઇએ. પરંતુ એ વખતે એક પૈસો પણ મારી પાસે નહોતો, તેમજ એવો કોઈ સંબંધી પણ નહોતો કે તે કંઈ આપીને મદદ કરે, તેથી એ સર્વ વસ્તુઓ મારાથી મેળવી શકાતી નહોતી. છેવટે મેં ખૂબ વિચાર કરીને એક યુક્તિ કામે લગાડી. તે એ કે, ચામડાંના કડકાને સાફસૂફ કરીને તેને કાગળને ઠેકાણે વાપરતો અને લાકડાના કડકાને અણી કાઢીને તેની કલમ કરતો. એ પ્રમાણે ચામડાંના કડકા ઉપર આંકડા માંડી ગણિત કરવાનું શરૂ કર્યું, પરંતુ તે ઘણુંજ છાનું રાખવું પડતું હતું, કારણ કે મારો શેઠ જો એ જાણે તો નક્કી

મને તેમ કરતો અટકાવે અને તિરસ્કાર પણ કરે.”

અત્યાર સુધી ગિફોર્ડે અતિશય દુઃખ સહન કર્યું હતું, પરંતુ હવે તે દુઃખ કંઇક ઓછું થયું. તેના ઓળખાણવાળો એક માણસ કવિતા કરતો હતો તે જોઇને તેને પણ કવિતા કરવાની ઈચ્છા થઈ અને તેથી કેટલીક કવિતા બનાવી પોતાની સાથે કામ કરનારને વાંચી સંભળાવવા લાગ્યો. તે સાંભળીને સર્વ તેનાં વખાણ કરતા અને કેટલાક કાંઈ કાંઈ આપતા પણ ખરા. એક દિવસ સાંજે તેને ચાર આના મળ્યા. અને વચ્ચે વચ્ચે એ પ્રમાણે થોડું થોડું મળવા લાગ્યું. એક પૈસો પેદા કરવાની પણ જેને જોગવાઈ નહોતી તેને એ પ્રમાણે કંઈ કંઈ મળવા માંડ્યું તે તેને મન તો સાહેબી મળ્યા બરાબર હતું. આજ સુધી કાગળ, શાહી, કલમ અને પુસ્તકોની ખોટને લીધે લખવા વાંચવામાં તેને ઘણી હરકત પડતી હતી, પરંતુ હવે તેમાંનું કેટલુંક તેણે ખરીદ કરવા માંડ્યું. એ પ્રમાણે કવિતા બનાવીને અને ગાઇને જે થોડું થોડું તે મેળવતો તે તેના શેઠની બીકથી છેક છાનું રાખતો હતો.

પરંતુ કમનસિબે એ વાત વધારે દહાડા છાની નહિ રહેતાં તેના શેઠના સાંભળવામાં આવી. “મારા કામમાં કસર કરીને એ કામ તે કરે છે” એમ ધારીને તેણે તેની બનાવેલી સઘળી કવિતા અને કાગળ, કલમ, શાહી, પુસ્તકો વગેરે સર્વ તેની પાસેથી છીનવી લીધું અને ખૂબ તિરસ્કાર કરીને એકદમ તેનો અભ્યાસ અટકાવ્યો.

એજ વખતે તેનો પ્રથમનો શિક્ષક મરણ પામ્યો અ-

ને તેની જગ્યાએ એક બીજો માણસ નિમાયો, તેથી એ જગ્યા મેળવવાની જે આશા અત્યાર સુધી તેણે રાખી હતી તે એકદમ રદ થઈ ગઈ. આ બે બનાવ બનવાથી તે ઘણોજ દુખી અને નાઉમેદ થઈ ગયો. મનના બળાપાને લીધે તે કોઈની પાસે જતો નહોતો; પણ કામના વખતે કામ કરતો અને બાકીનો વખત ઉદાસ ચેહેરે એકલો બેશી રહેતો. સારાંશ એ કે આ વખતે તેના દુઃખનો કાંઈ પાર નહોતો.

તેના દુઃખની વાત ચર્ચાતી ચર્ચાતી કુક્સ્લિ નામે એક પુરૂષના સાંભળવામાં આવી, અને તેથી તે (કુક્સ્લિ) બહુ દિલગીર થયો. પછી તે પોતે ગિફોર્ડને મળ્યો અને તેના દુઃખની તમામ કહાણી તેનાજ મોઢેથી સાંભળીને તેના અંતઃકરણમાં ઘણી દયા ઉપજી. તેણે મન સાથે નક્કી કર્યું કે હું તેનું દુઃખ દૂર કરીશ અને તેને વિદ્યાભ્યાસ પણ કરાવીશ. આ નિશ્ચય ઉપરથી તેણે પોતાના સ્નેહી સંબંધીઓમાં એક ટીપ ફેરવીને કેટલાક રૂપિઆ ભેગા કર્યા.

જે કરારથી ગિફોર્ડ મોચીની દુકાને રહ્યો હતો તે કરાર પ્રમાણે હજુ પણ કેટલાક દિવસ તેને ત્યાં રહેવું પડે તેમ હતું. તેથી કુક્સ્લિએ તેના શેઠને સાઠ રૂપિઆ આપીને તેને છોડાવી આણી ભણવાને માટે એક પાઠશાળામાં મૂક્યો અને તેનું બધું ખરચ પોતે આપવા લાગ્યો. આ વખતે તેની ઉમ્મર વીસ વરસની હતી. વિદ્યા ભણવાનો તેને ઘણો ઉમંગ હતો પણ અત્યારસુધી બરાબર જોગવાઈ નહિ મળવાથીજ તે સારી રીતે શીખી શક્યો નહોતો. પરંતુ આ

વખતે દયાળુ કુક્સ્લિ અને તેના સ્નેહીઓની કૃપાથી તે સારી રીતે શીખવા લાગ્યો. સારાંશ કે ભણવાને માટે હવે તે એટલો બધો ઉદ્યોગ અને એટલી બધી મહેનત કરવા લાગ્યો કે તે જોઇને તેને મદદ કરનારા ઘણા ખુશી થયા.

એ પ્રમાણે અંતઃકરણ પૂર્વક મહેનત કરી બે વરસ અને બે મહીના સુધી અભ્યાસ કરીને તે યુનિવરસિટિમાં દાખલ થવાને તૈયાર થયો. કુકસ્લિએ તેને ત્યાં દાખલ કરાવ્યો, કારણ કે તેને (કુકસ્લિને) ખાત્રી હતી કે તે થોડી મહેનતે યુનિવરસિટિની સનંદ મેળવશે. અને તેટલા માટે તેણે નક્કી કર્યું હતું કે જ્યાંસુધી ગિફ્રાર્ડ યુનિવરસિટિમાં શીખી પરીક્ષામાં પાસ થઈ સનંદ મેળવે ત્યાંસુધીમાં જેટલું ખરચ થાય તેટલું આપીને તેને ભણાવવો, કારણ કે તેમ બને તોજ તે વિદ્વાન કહેવાઈને સર્વત્ર માન પામે.

સારી પેઠે વિદ્યાભ્યાસ કરવાને ગિફ્રાર્ડ જેવો આતુર હતો તેવોજ સારો જોગ તેના સારા નસીબે મળી આવ્યો. કુક્સ્લિની આશા પૂરી પાડવા માટે તે તન તોડીને ઉદ્યોગ કરવા લાગ્યો. પરંતુ અફસોસની વાત એ બની કે તેણે સનંદ મેળવ્યા પહેલાં કુક્સ્લિનું મૃત્યુ થયું. તે પછી કેટલાક દિવસે તેણે સનંદ મેળવી. જો એ વખતે કુક્સ્લિ જીવતો હોત તો તેના આનંદ અને સુખનો પાર રહેત નહિ.

ગિફ્રાર્ડના ઉપર કુક્સ્લિ જેવી દયા રાખતો, જેવા સ્નેહથી તેને ચાહાતો અને તેના ભલાને માટે જેવો યત્ન કરતો હતો તેવું બીજો કોઈ કરત એવો સંભવ જરાએ ન-

હોતો. તેથી કરીને તેનું મોત ગિફોર્ડને વજ્રના ઘા જેવું લાગ્યું. તોપણ કુક્સ્લિના મરવાથી તે કેવળ નિરાધાર થયો નહોતો. આસવિનર નામે એક આબરૂદાર ગૃહસ્થ તેનો મદદગાર થયો હતો. તેનું ભલું કરવાને માટે કુક્સ્લિ કરતાં પણ એ ગૃહસ્થ વધારે શક્તિમાન હતો ને એનીજ મદદથી રહેતે રહેતે ગિફોર્ડનું ભલું થવા લાગ્યું. ધીમે ધીમે તે વિદ્વાનોમાં વખણાવા લાગ્યો અને વિદ્યાના બળથી તથા જાત મહેનતથી સારા પૈસા પેદા કરી ઘણા સુખમાં દિવસ ગાળવા લાગ્યો.

એ પ્રમાણે વિદ્યા, કીર્તિ, સુખ, સંપત્તિ વગેરે મેળવીને ઈકોતેર વરસની ઉમ્મરે તે મરણ પામ્યો. તે એક ઘડી પણ વિસરતો નહિ કે, કુક્સ્લિની દયા અને તેનો સ્નેહજ મારી વિદ્યા, સુખ અને સંપત્તિ વગેરેનું મૂળ છે. અને તેટલા માટે મરતી વખતે તેણે પોતાની સર્વ સંપત્તિ એ દયાળુ પુરૂષના પુત્રને અર્પણ કરી હતી. કૃતજ્ઞતાનો આવો દાખલો ભાગ્યેજ મળશે.

છેક નાની ઉમ્મરમાં ગિફોર્ડનો બાપ મરી ગયો હતો. અને તે વખતે તેને કોઈની સહાય નહોતી તેમ કંઈ સંપત્તિ પણ હતી નહિ. વીસ વરસની ઉમ્મર સુધી તેણે મહા મહા દુઃખ ભોગવ્યું. નાનપણથી તેને ભણવાની ઘણી ઈચ્છા હતી, પરંતુ કારલાઈલ તેના મતથી જૂદો પડયો એટલુંજ નહિ, પણ પાછળથી તો તેની ધારણા ધૂળ મળે તેમ તેણે ( કારલાઈલે ) વર્તવા માંડયું હતું. છેવટે તેણે તેને એક મોચીની દુકાને મૂકયો, ત્યાં તેની દુર્દશાનો પાર નહોતો. એ રીતે વીસ વરસની ઉ-

મ્મર સુધી તેણે અતિશય દુઃખમાં દિવસ ગાળ્યા હતા.

આટલું છતાં વિદ્યા ભણવાની તેની ઈચ્છા જેવીને તેવીજ હતી. ભણવાને માટે તેના મનમાં જે ઉમંગ હતો તે ઉમંગ એવાં દુઃખથી જરા પણ ઓછો થયો નહોતો. અને એજ ખરા મનના ઉમંગને લીધે તે વિદ્યા, કીર્ત્તિ અને સંપત્તિ મેળવી શક્યો હતો. એ વાત ખરી કે, કુક્સ્લિએ તેને જોઈએ તેવી સોઈ કરી આપી હતી અને એવી સોઈ ના મળી હોત તો તેની ધારેલી ધારણા પાર પડત નહિ; પરંતુ એ પણ સમજવું જોઈએ કે તેના અંતઃકરણનો ઉમંગજ કુક્સ્લિતરફથી કરી આપવામાં આવેલી સોઈનું મૂળ હતું. વિદ્યા ભણવાનો તેનો એવો ઉમંગ કુક્સ્લિના જાણવામાં ના આવ્યો હોત તો તે તેના ઉપર એટલી બધી દયા અને સ્નેહ રાખત નહિ. તેટલા માટે નક્કી સમજવું કે, ખરા મનથી ઉમંગભેર મહેનત કરવામાં આવે તો વિદ્યા, કીર્તિ, સંપત્તિ વગેરે સર્વ મેળવી શકાય; દુર્દશા તેમાં કદિપણ બાધ કરી શકે નહિ.

---

## વિન્કિલમન.

પ્રુશિઆ દેશના સ્ટેન્ડલ નગરમાં વિન્કિલમન જન્મ્યો હતો. તે ઘણાં ગરીબ માબાપનો દીકરો હતો. એનો બાપ ચામડાનાં પાવલાં ( વાણા ) ગુંથીને તથા તે વેચીને કુટુંબનું ભરણ પોષણ કરતો હતો. દીકરાને ભણાવવા માટે તેને અતિશય ઇચ્છા અને ઉમંગ હતો તેટલા માટે દુઃખ સહન કરીને પણ તેણે તેને એક નિશાળે ભણવા બેસાડયો હતો. પરંતુ

થોડા દિવસમાંજ ભારે મંદવાડ થવાને લીધે તેને ઈસ્પીતાલમાં જઈ રહેવું પડયું, તેથી વિન્કિલમનને ભણાવવાનો ખરચ કરવાની વાત તો બાજુએ રહી, પણ સંસાર ચલાવવાનુંએ મુશ્કેલ થઈ પડયું.

હવે વિન્કિલમન થોડું થોડું પણ કમાઈ લાવે નહિ તો તેના બાપથીં ગુજરાન ચલાવાય તેમ નહોતું, તેથી ભણવાનું છોડી દેઈને પેદા કરવાનો ઉપાય શોધ્યા સિવાય તેને છૂટકો નહોતો. તોપણ તેનો મત એવો હતો કે ભણવું તો ખરૂંજ; તેથી કરીને ગમે તેમ થાય તોપણ નિશાળ છોડવાનું તેણે કબૂલ કર્યું નહિ. તે સુશીલ, મહેનતુ, અને ભણવામાં ઘણો ઉમંગી હતો તેથી તેના શિક્ષકો તેને ઘણું ચહાતા હતા. એ શિક્ષકો દયા કરીને આવા અણીને વખતે તેને કેટલીક અનુકૂળતા કરી આપવા લાગ્યા. વળી તે પોતે પણ થોડું ભણેલા છોકરાઓને શીખવીને કંઈ કંઈ મેળવતો હતો.

એ પ્રમાણે જે મળતું તેમાંથી તેનું અને તેના બાપનું બધું ખરચ નીકળવું કઠણ હતું, તેથી બીજી કંઈ પેદાશ શિવાય ચાલે તેમ નહોતું. પરંતુ કમાવાનો કોઈ પણ રસ્તો તેને સૂઝતો નહોતો. છેવટે બહુ બહુ વિચાર કરીને, રાત્રે રસ્તે રસ્તે ફરી, ગાઈને ભીખ માગવાનું તેણે શરૂ કર્યું. એમ કરવાથી તેને થોડું થોડું મળવા માંડયું અને દિવસે નિશાળમાં રહીને વગર હરકતે ભણવાનું પણ ચાલતું રહ્યું. એ પ્રમાણે શિક્ષકો તરફથી મદદ મેળવીને અને પોતે થોડું થોડું પેદા કરીને તે પોતાનું અને બાપનું ભરણ પોષણ કરવા લાગ્યો. નિશાળમાં

ભણતા નાના છોકરાને આ કરતાં વધારે દુઃખદાયક બીજું કાંઈપણ નહિ હોય.

જુઓ, વિદ્યા ભણવાને માટે વિન્કિલમનનો ઉદ્યોગ કેટલો બધો હતો! ઘણું દુઃખ પડ્યા છતાં પણ તેણે ભણવાનું છોડયું નહિ, પરંતુ તન તોડીને ઉદ્યોગ અને મેહેનત કરીને છેવટે તે એક ઘણો પ્રસિદ્ધ અને મુખ્ય પંડિતં બન્યો હતો.

---

## વિલિયમ પસ્ટેલસ.

ફ્રાન્સ દેશના નોર્મન્ડી પ્રાંતમાં ડલેરિ નામે એક ગામ છે ત્યાં પસ્ટેલસનો જન્મ થયો હતો. તે ઘણા ગરીબ માણસનો છોકરો હતો; તેમાં વળી તે છેક બાળક હતો તે વખતે બાપ મરી ગયો તેથી તેને ગુજરાન ચલાવવાનો તથા ભણવા શીખવાનો કાંઈપણ આધાર નહોતો. ગમે તેમ હતું, પરંતુ સારા નસીબે થોડું થોડું શીખીને વિદ્યા ભણવા માટે તે એટલો બધો આતુર બન્યો હતો કે, જ્યારે તે પુસ્તક લેઈને વાંચવા બેસતો ત્યારે તેને ભૂખ તરશ પણ જણાતી નહિ. તો પણ તે ગરીબનો છોકરો હોવાથી ભણવાને માટે તેને સોઈ નહોતી. તેથી “પારિસ શેહેરમાં જઈશ તો મારે ભણવાનો જોગ બનશે” એમ ધારીને તે ત્યાં જવા નીકળ્યો.

પરંતુ નસિબ બે ડગલાં આગળનું આગળ, તે પ્રમાણે રસ્તામાં તેને ચોર મળ્યા તેમણે તેની પાસે જે કંઈ હતું તે લુંટી લીધું અને ખૂબ માર માર્યો. તેના શરીરે એટલા

બધા ધા પડ્યા હતા કે એક દવાખાનામાં જઈને ત્યાં કેટલાક દિવસ તેને રહેવું પડ્યું. ત્યાં બે વરસ રહીને તે સાજો થયો એટલે પાછો પારિસ જવાને તૈયાર થયો. પરંતુ શું ખાઇને અને શું પહેરીને ત્યાં જવું તેનું કાંઈ ઠેકાણું નહોતું. એ વખતે ખેતરોમાં અનાજ પાકી ગયું હતું અને તેની કાપણી કરવા માટે ઘણે ઠકાણે માણસો રાખવાની જરૂર હતી એમ તેના જાણવામાં આવ્યું, તેથી તે ત્યાં એક ઠેકાણે રહીને કાપણીનું કામ કરવા લાગ્યો. કેટલાક દિવસ એ કામ કરી વાટખરચીને માટે થોડાક પૈસા ભેગા કરી તથા પહેરવાનાં લૂગડાં શીવડાવી પારિસ જવા નીકળ્યો. ત્યાં જઇને પણ ભણવાની જોગવાઈ તે કરી શક્યો નહિ, તેથી છેવટે લાચાર થઇને એક પાઠશાળામાં ચાકરનું કામ કરવા રહ્યો. ત્યાં રહેવાથી ભણવાનો સારો લાગ મળશે એમ ધારીને એ હલકું કામ તેણે પસંદ કર્યું હતું. મતલબ કે ભણવા માટે તે એટલો બધો આતુર હતો કે એવી હલકી ચાકરી મેળવીને પણ તેણે સુખી થવાની ધારણા ધારી હતી. તે જે કામ કરવા રહ્યો હતો તે કામમાંથી નવરાશ મળવી મુશ્કેલ હતી તોપણ નહિ જેવી ફુરસદ મળતી તેટલા વખતમાં પણ તે થોડું થોડું શીખવા લાગ્યો.

એવી હાલત છતાં પણ ભણવા માટે તે ખરા મનથી એટલી બધી મેહેનત કરતો હતો કે રહેતે રહેતે તે એક મુખ્ય પંડિત બન્યો. તેની અસાધારણ વિદ્વતાની વાત ફ્રાન્સના મહારાજા પહેલા ફ્રાન્સિસના સાંભળવામાં આવી, તેથી

તેણે તેને આરબી, ફારસી વગેરે ભાષાના ગ્રંથોનો સંગ્રહ કરવાનું કામ સોંપીને લિબાન્ટ મોકલ્યો. એ કામમાં તેણે એટલી બધી હોશિયારી દેખાડી કે મુખ્ય પ્રધાન તેના ઉપર ઘણો ખુશ થઈ ગયો. અને લિબાન્ટથી જ્યારે તે પાછો આવ્યો ત્યારે એજ પ્રધાનની મહેરબાનીથી તેને એક મોટા અધિકારની જગ્યા મળી.

## એડ્રીઅન.

ઈંગ્લાંડ દેશના વિટ્રીકટ નામે શેહેરમાં એડ્રીઅનનો જન્મ થયો હતો. એનો બાપ ઘણો ગરીબ હતો અને વહાણ બનાવવાનું કામ કરીને દુઃખથી સંસાર ચલાવાતો હતો. પુત્રને ભણાવવાની તેને ઘણી ઈચ્છા હતી, પરંતુ તે સંબંધી ખરચ કરવા જેટલી તેની શક્તિ નહોતી. તેથી, સારો લાગ સાધીને, લુએનની વિદ્યાશાળામાં કેટલાક છોકરાને મફત ભણાવતા હતા ત્યાં એડ્રીઅનને તેણે દાખલ કરાવી દીધો.

એ ઠેકાણે અભ્યાસ કરતી વખતે રાત્રે દીવો બાળવા જેટલા પૈસા પણ એડ્રીઅન પાસે નહોતા. તથાપિ ભણવાનો તેને એટલો બધો શોખ લાગ્યો હતો કે આળસમાં કંઈપણ વખત તે ગાળતો નહિ. દેવળના બારણામાં અને રસ્તાઓ ઉપર આખી રાત દીવા બળતા ત્યાં તે પુસ્તક લેઈને જતો અને તેના અજવાળે વાંચતો. એ પ્રમાણે ઘણા દુઃખથી રહેવા છતાં પણ માત્ર પોતાના અંતઃકરણના ઉમંગથી ઘણોજ વિદ્યાભ્યાસ કરીને તે પાદરીનું કામ કરવા લાગ્યો. પછી

રહેતે રહેતે તેની પાયરી વધવા લાગી. તે વિદ્વાન અને સદાચરણી છે એ વાત બધે જાહેર થયાથી **સ્પેન** દેશના રાજકુંવરનો શિક્ષક નિમાયો; અને જ્યારે તે કુંવર ગાદીએ બેઠો ત્યારે તેની મદદથી છેવટે **પોપ**ના સિંહાસન પર બિરાજ્યો.

વિદ્યા ભણવા માટે ખરા મનથી મહેનત કર્યાનો આ કેવો કહી શકાય નહિ તેવો ગુણ માલૂમ પડ્યો! જુઓ, જે ઘણા ગરીબ માણસનો છોકરો હતો અને રાત્રે દીવો બાળવા જેટલી પણ જેની ગુંજાશ નહોતી, તેજ માણસ માત્ર પોતાના ખરા મનથી મહેનત કરીને કેવો અસાધારણ વિદ્વાન થયો! અને એવી અસાધારણ વિદ્વતાના બળથી **પોપ** જેવા સર્વોતમ ધર્મગુરૂના સિંહાસન ઉપર કેવી રીતે બિરાજવા લાગ્યો! વિદ્યાનું આ કેટલું બધું મહાત્મ્ય!

---

## પ્રિડો.

ઇંગ્લાંડ દેશના **કૉર્નવાલ** પ્રાંતમાં **પડસટો** નામે એક શેહેર છે ત્યાં **પ્રિડો**નો જન્મ થયો હતો. એના બાપની એટલી ગુંજાશ નહોતી કે તે તેને ભણાવી શકે. તથાપિ **પ્રિડો** ભણવાને માટે ઘણો આતુર હતો. ઘેર રહીને શીખવાનો કાંઈપણ જોગ બને તેમ ન હોવાથી તે **ઑક્સફર્ડ** શેહેરમાં ગયો, અને ત્યાં કશો ઉપાય જડ્યો નહિ ત્યારે છેવટે એક વિદ્યાલયમાં રસોઈઆના મદદગાર તરીકે રહ્યો.

એવું હલકું કામ કરવા માટે પણ રહેવામાં તેની મતલબ એ હતી કે, તેથી જે પગાર મળે તેમાંથી રહેવાનું

ખરચ ચાલી શકે. એ પ્રમાણે તેણે રહેવાના ખરચની જોગવાઈ કરી, અને કામ કરતાં જ્યારે નવરાશ મળે ત્યારે થોડું થોડું શીખવા પણ લાગ્યો. એમ થોડે થોડે અભ્યાસ કરીને ભાગ્યબળે તે ત્યાંની યુનિવરસિટિમાં દાખલ થયો અને ખૂબ વિદ્યાભ્યાસ કર્યો. યુનિવરસિટિમાં ભણતી વખતે એક ગ્રંથ લખ્યાથી તેની વિદ્વતા જાહેર થઈ. એવી વિદ્વતાને લીધે રાજ્યના પ્રધાનોની પણ તેના ઉપર મેહેરબાની હતી તેથી તેમની મદદને લીધે છેવટે તે વ્યારસેસ્ટરના બિશપ (ધર્માધ્યક્ષ) ની જગ્યાએ નિમાયો.

---

## ડાકટર એડમ.

**સ્કાટલાંડ** દેશના **મોરે** પ્રાંતમાં **રેંફોર્ડ** નામે એક ગામ છે તે ગામમાં **એડમ** જન્મ્યો હતો. તે ઘણા ગરીબ માણસનો છોકરો હતો, તથાપિ વિદ્યા ભણવાની તેને ઘણી ઈચ્છા હતી. જે વખતે તે **એડિનબરો**માં અભ્યાસ કરવા ગયો તે વખતે તેની દશા ઘણી દુ:ખદાયક હતી. થોડા ભાડાની એક નાની કોટડી રાખીને ત્યાં ઘણા દુ:ખથી તે રહેતો હતો અને કેવળ નિર્ધન હોવાથી ખાવા પીવામાં પણ બહુ હેરાનગતિ ભોગવતો. ઘણું કરીને દરરોજ કાચો લોટ અને પાણી ભેગાં કરી તે ખાઈને જીવતો હતો. તેલ નહિ મળવાથી રાત્રે દીવો બાળી શકતો નહિ તેથી સંધ્યાકાળ પછી પોતાના સોબતિયોને ઘેર જઈને તે વાંચતો હતો. **સ્કાટલાંડ**માં ટાઢ ઘણી પડે છે તેથી રાત્રે કોયલા સળગાવીને ટાઢ ઉરાડવી

પડે છે. પરંતુ કોયલા ખરીદવાની એડમની શક્તિ નહોતી તેથી જ્યારે ટાઢ ખમાતી નહિ ત્યારે તે થોડીક વાર જોરભેર આમ તેમ દોડતો તેને લીધે શરીર ગરમ થઈને થોડી વાર સુધી તેની ટાઢ ઊડી જતી. આટલું બધું દુઃખ પડતું હતું તોપણ અભ્યાસ કરવામાં તે જરાપણ તૂટ પડવા દેતો નહિ. એવી મહેનતને લીધે તે ઘણી વિદ્યાઓ ભણ્યો અને છેવટે એડિનબરોની મુખ્ય પાઠશાળાનો અધ્યક્ષ નિમાયો.



## લમનસફ.

રૂશિઆ દેશના આર્કેંજલ પ્રાંતમાં કોલમગર નામે શેહેર છે ત્યાં લમનસફ જન્મ્યો હતો. તેનો બાપ ઘણો ગરીબ હતો તેથી સમુદ્રમાંથી માછલાં પકડી બજારમાં વેચીને તેથી ગુજરાન ચલાવતો હતો. લમનસફ પણ કેટલીક વાર તેની સાથે ધોળા સમુદ્ર અને ઉત્તર મહાસાગરમાં માછલાં પકડવા ગયો હતો. આગળ ઉપર પણ તે એ ધંધો કરત એમાં સંદેહ નહિ, પણ સારા નસીબે તેને ભણવાનો ઘણો શોખ હતો, અને તેવા શોખને લીધેજ તેનું નામ અમર થયું છે.

ટાઢના દિવસમાં માછલાં પકડવા જઈ શકાતું નહિ તેથી તે વખતે લમનસફ નિરાંતવો થઈને મનના ખરા ભાવથી વિદ્યાભ્યાસ કરતો હતો. એક પાદરી દયા લાવીને તેને શીખવતો હતો. તેની પાસે ફક્ત વ્યાકરણ, બીજગણિત અને ગીતાવળી એ ત્રણ પુસ્તકો હતાં, તે હમેશાં વાંચીને તેણે મોહોડે કર્યાં હતાં.

એ ત્રણ પુસ્તકો વાંચ્યાથી વિદ્યાનો જરા જરા સ્વાદ લાગ્યો, તેથી ભણવા માટે તેને અતિશય ઉમંગ થયો. પછી તે મોસ્કો શેહેરમાં ગયો અને ત્યાંની એક પાઠશાળામાં દાખલ થઇને થોડાજ દિવસમાં તેણે એટલો બધો અભ્યાસ કર્યો કે તે જોઇને ઘણા માણસો તેના ઉપર દયાભાવ રાખવા લાગ્યા. એ દયાભાવને લીધે જૂદી જૂદી પાઠશાળાઓમાં અભ્યાસ કરીને તે એવો જબરો પંડિત થયો કે તેના જોટાનો કોઇ ના મળે. પ્રથમ તે એક શિક્ષકની જગ્યાએ નિમાયો, પરંતુ છેવટે રાજ્યના પ્રધાન સુધીના દરજ્જે ચઢી ગયો.

જુઓ, લમનસફ અને તેના બાપમાં કેટલો બધો તફાવત પડયો! તેના બાપે માછલાં પકડીને તથા તે વેચીને આવરદા પૂરો કર્યો હતો, પરંતુ તે પોતે ઘણી વિદ્યાઓમાં સૌથી સરસ વિદ્વાન, શિક્ષક, અને રાજ્યનો પ્રધાન થયો હતો. વિદ્યા ભણવા માટે તેને ખરેખરો ઉમંગ અને શોખ હતો તેથીજ તેની દશા એવી સુધરી હતી, નહિતો તે પણ બાપના ધંધામાં પડી આવરદા પૂરો કરત.

---

## મેડકસ.

મેડકસનો જન્મ લંડન શેહેરમાં થયો હતો. તેનાં માબાપ ઘણાં ગરીબ હતાં અને મેડકસ છેક નાની ઉમ્મરનો હતો તે વખતે તે મરણ પામ્યાં હતાં. તેના સંબંધીએ એવા વિચારથી તેને એક ભઠિઆરાની દુકાને મૂકયો હતો કે, ત્યાં રહીને કામ શીખશે તો આગળ ઉપર એ ધંધો કરીને

તે તેનું ગુજરાન ચલાવી શકશે. પરંતુ ભણવા માટે તેના મનમાં ઘણો ઉમંગ અને ઘણી ઈચ્છા હતી. કોઈ પુસ્તક તેના હાથમાં આવતું તો બધું કામ પડતું મૂકીને તે વાંચવા બેસતો તેથી ભઠિઆરો તેનાથી ઘણો કંટાળતો હતો.

છેવટે બંને જણાને ઘણી અડચણ થઈ પડી. વગર અડચણે મન માનતી રીતે વાંચી શકાતું નહિ તેથી મેડકસ ઘણો નાખુશ રહેતો; તેમ કામ પડતું મૂકીને તે વાંચવા બેસતો તેથી ભઠિઆરો પણ તેનાથી બહુ કંટાળતો હતો. આખરે તેણે (ભઠિઆરે) તેને પોતાની દુકાનેથી કાહાડી મૂક્યો. પછી વિદ્યા ભણવા માટે તેનો અસાધારણ ઉમંગ જોઈને તેના સંબંધીઓએ તેને સ્કાટલાંડ મોકલ્યો, અને એવા વિચારથી આબરડીનની યુનિવરસિટિમાં દાખલ કરાવ્યો કે, આગળ ઉપર તે પાદરીનું કામ કરી શકે એવો વિદ્યાભ્યાસ ત્યાં કરે.

ત્યાં તેણે કેટલાક દિવસ સુધી સારી રીતે અભ્યાસ કર્યો, પરંતુ જૂદાં જૂદાં કારણોથી કંટાળી એ યુનિવરસિટિ છોડી દઈને તે પાછો ઈંગ્લાંડમાં આવ્યો, અને લંડન શેહેરના ધર્માધ્યક્ષ ગિબનસની મદદથી કેમ્બ્રીજની યુનિવરસિટિમાં દાખલ થઈને તેણે સારી પેઠે વિદ્યાભ્યાસ કર્યો. એ રીતે મરજી મુજબ વિદ્યા ભણીને તેણે પાદરીનું કામ કરવા માંડયું. પછી રહેતે રહેતે તેની પાયરી વધવા લાગી અને છેવટે તે ધર્માધ્યક્ષની પદવી પામ્યો.

જુઓ, ભણવા માટે ખરા મનથી ઉમંગ રાખ્યામાં કેટલો બધો ગુણ છે! જે માણસે ભઠિઆરાની દુકાને રહી કામ શીખીને આગળ ઉપર એ ધંધો કરી ગુજરાન ચલા-

વવાનું નક્કી કર્યું હતું, તેજ માણસ અંતઃકરણના ઉમંગને લીધે સારી રીતે વિદ્યાભ્યાસ કરી શક્યો અને છેવટે ધર્માધ્યક્ષની પદવી પામ્યો.

---

## લંગોમન્ટેનસ.

આ વિદ્વાન પુરૂષનો જન્મ ડેનમાર્ક દેશમાં આવેલા લંગ્સબર્ગ નામે ગામમાં થયો હતો. એનો બાપ દરરોજની મજુરી કરીને ગુજરાન ચલાવતો, તેથી છોકરાને ભણાવવાનું ખરચ કરવાનું તેનું ગજુ નહોતું. લંગોમન્ટેનસ આઠ વરસનો થયો તે વખતે બાપ મરણ પામ્યાથી તે કેવળ નિરાધાર થઈ પડ્યો. પછી વિદ્યા ભણવાની તેની ઘણી આતુરતા જોઈને તેના મામાએ તેને એક નિશાળે મૂક્યો, ત્યાં તે અભ્યાસ કરવા લાગ્યો.

લંગોમન્ટેનસને બીજા કેટલાક ભાઈ હતા તેઓ ભણવા પામ્યા નહોતા, તેથી આ વખતે તેને નિશાળે જતો જોઈને તેમને ઘણી અદેખાઈ આવી. 'અમે ભણવા પામ્યા નહિ અને તું ભણનાર કોણ' એમ કહીને તેઓ તેને એટલો બધો હેરાન કરવા લાગ્યા કે તેથી કંટાળીને તે સ્વદેશ છોડીને ફીનલાંડ પ્રાંતમાં આવેલા વિબર્ગ શેહેરમાં નાશી ગયો.

કેટલાક દિવસ નિશાળે જઈ વિદ્યા ભણવાની તેને બહુ હોંસ હતી; તેથી વિબર્ગમાં આવીને ત્યાં ભણવાની જોગવાઈ કરવા માટે બનતા ઉપાય તે કરવા લાગ્યો, પણ કંઈ દહાડો વળ્યો નહિ. કાંઈ નહિ તો ધાન લૂગડાનું અને પુસ્તકોનું ખરચ નિકળે

એટલા પૈસા પણ ના હોય તો ભણવાનું બની શકે નહિ. એટલું મેળવવા પણ તેણે ઘણાં ફાંફા માર્યા તથાપિ કાંઈ વળ્યું નહિ, ત્યારે છેવટે બહુ બહુ વિચાર કરીને એક પાઠશાળામાં તે દાખલ થયો. પછી દિવસે તે અભ્યાસ કરતો અને રાત્રે બીજે ઠેકાણે જઈ મજુરી કરીને થોડું થોડું પેદા કરી મહા દુઃખ વેઠીને દહાડા કાઢતો હતો.

એ પ્રમાણે દુઃખ વેઠીને અગિઆર વરસ સુધી વિબર્ગમાં રહી ખરા ઉમંગ અને ઉદ્યોગથી તે સારી પેઠે ભણ્યો. ત્યાર પછી કેટલાક દિવસ કેડે પાછો સ્વદેશ ગયો અને ડેનમાર્કની રાજધાની કોપનહેગન શેહેરમાં જે યુનિવરસિટિ હતી તેમાં ગણિતશાસ્ત્રનો શિક્ષાગુરૂ નિમાયો. મરવા પેહેલાં બે વરસ સૂધી તેણે એ શિક્ષાગુરૂનું કામ કર્યું હતું. તે સિવાય જૂદી જૂદી જાતના ઘણા ગ્રંથો પણ તેણે રચ્યા હતા.

જુઓ, જેનો બાપ દરરોજની મજુરી કરીને દુઃખથી સંસાર ચલાવતો હતો, તેજ માણસ બેહદ દુઃખ સહન કરીને પણ અંતઃકરણના ખરા ઉદ્યોગ અને મહેનતથી ઉત્તમ રીતે વિદ્યાભ્યાસ કરી શક્યો અને યુનિવરસિટિનો શિક્ષાગુરૂ થયો. ખરા મનથી મેહેનત અને ઉદ્યોગ કરનાર માણુસ શું ના કરી શકે ?

---

## રેમસ.

ફ્રાન્સ દેશના પીકાર્ડી પ્રાંતમાં રેમસ જન્મ્યો હતો. તેનો બાપ ઘણોજ ગરીબ હતો. નાનપણમાં રેમસ બકરાં ચારતો હતો, પણ કેટલાક દિવસ પછી એ કામ કરવાનું તે-

ને ગમ્યું નહિ અને વિદ્યા ભણવાની ઘણી ઈચ્છા થઈ. 'અહીં રહેવાથી બકરાં ચારવાનું છૂટશે નહિ અને ભણી પણ શકાશે નહિ' એમ ધારીને તે બાપને ઘેરથી નાશીને પારિસ શેહેરમાં જઈ રહ્યો. એ વખતે તેની ઉમ્મર માત્ર આઠ વરસની હતી.

પારિસ ગયા પછી પ્રથમ કેટલાક દિવસ સુધી તેને ઘણું દુ:ખ ભોગવવું પડયું. વિદ્યા ભણવા માટે તે એટલો બધો આતુર બન્યો હતો કે, બીજો કાંઈ પણ સારો જોગ ના બન્યો ત્યારે છેવટે નેવારની પાઠશાળામાં ચાકરનું કામ કરવા રહ્યો. ત્યાં રહીને દિવસે જે વખત મળતો તેમાં અને રાત્રે બની શકે ત્યાંસુધી મહેનત કરીને થોડા દિવસમાં તેણે સારો વિદ્યાભ્યાસ કર્યો. એ પ્રમાણે ભણવામાં અત્યાર સુધી કોઈએ પણ તેને મદદ કરી નહોતી. પરંતુ પોતાની મેળેજ મહેનત અને ઉદ્યોગ કરીને તે ભણ્યો હતો.

છેવટે પાઠશાળામાં દાખલ થઈને ત્રણ વરસ અને બે માસ સુધી તેણે રીતસર શિક્ષણ મેળવ્યું. અને પોતે જાતે પણ ખરા અંત:કરણના ઉમંગથી અખંડ અભ્યાસ કરીને એવો સારો વિદ્વાન થયો કે તેના જેવો બીજો કોઈ નહોતો. તે એક પ્રસિદ્ધ પંડિત અને પ્રસિદ્ધ ગ્રંથકર્ત્તા હતો અને ન્યાયશાસ્ત્ર સંબંધી નવો મત ફેલાવી ગયો છે. પરંત વિદ્યા ભણવા માટે તેના મનમાં ખરેખરી લાગ
અને દુ:ખ વેઠીને તથા અખંડ મેહેનત
હોત, તો તેની આવી ઉત્તમ દશા થાત.

**સમાપ્ત.**

# श्री अष्टावक्र गीता.

( સવિસ્તર ગુજરાતી ટીકા અને મૂળ ગ્રંથકારના વૃત્તાન્ત સહિત. )

વેદાંતનો આ એક ઉત્તમ ગ્રંથ છે. એની મહત્તા સર્વમાન્ય છે એટલે અમારા તરફથી વિશેષ જણાવવાની કંઈ જરૂર નથી. આ ગ્રંથ વિષે સ્વામી શ્રી સચ્ચિદાનંદ સરસ્વતી ( પૂર્વાશ્રમે રા. રા. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, ભાવનગરના માજી મુખ્ય પ્રધાન ) અને રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેવા વેદાંત વિદ્યામાં કુશળ પુરૂષોએ બહુ સંતોષ જણાવ્યો છે. ખુલાસાવાર ગૂજરાતી ટીકા સાથે આ ગ્રંથ અત્યાર સુધી છપાયલો નથી. કાગળ, છાપ અને પુંઠું સરસ છે. એની કિંમત માત્ર આઠ આના છે. પોસ્ટેજ અડધો આનો. નીચે સહી કરનાર પાસેથી રોકડી કિંમતે મળશે.

**કૃપાશંકર દોલતરામ ચવાડી.**

અમદાવાદ.